વર્ષ ૧૦ મું ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુસ્તક ૨ જું

# સોહાગણ

લેખક
શ્રી. રમાકાન્ત ગૌતમ

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ.

પ્રકાશક

પુરુષોત્તમ પૂ. પારેખ

નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ.



આવૃત્તિ ૧ લી



કિંમત

પાકું પૂંઠું રૂ. ૨-૪-૦

કાચું પૂંઠું રૂ. ૨-૦-૦

વાર્ષિક લવાજમ દેશમાં

કાચું પૂંઠું રૂ. ૫) : : પાકું પૂંઠું રૂ. ૬)

પોસ્ટેજ અલગ

મુદ્રક : મણીલાલ છગનલાલ શાહ : : ધી નવપ્રભાત પ્રિંન્ટીંગ પ્રેસ

નોવેલ્ટી સીનેમા પાસે; ઘીકાંટા રોડ : : અમદાવાદ.

## બે બોલ

અંગ્રેજી લેખક પી. જી. વોડ હાઉસની ઓળખાણ કરાવવી એ પણ વાંચનારનું અપમાન કરવા જેવું જ છે તો પછી એના વખાણ કરવાનો તો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. કોઈ સિદ્ધ હસ્ત લેખકે આ મહાન અંગ્રેજી લેખકને ગુજરાતીમાં ઉતારી સમાજ આગળ રજુ કર્યો હોત તો કોઈ ઓર મઝા આવત, પણ આ કૃત્ય કરવાની છેવટે મારે જ ધૃષ્ટતા કરવી પડી. શ્રીયુત રમણલાલ વ. દેસાઈના અભિપ્રાય પ્રમાણે હું સાહસ જીવી તો છું જ અને એવડા મોટા માણસને જુઠા પડાય! એટલે મેં આ સાહસ ખેડયું છે. વોડ હાઉસની કૃતીને ગુજરાતીમાં લાવવાનું અશક્ય કામ આદર્યું છે.

રાજમહેલ રોડ
વડોદરા

રમાકાન્ત ર. ગૌતમ

---

અર્પણ

મારા સ્નેહી, સગાં, અને પરમમિત્ર

ચી. અ. સૌ. મધુગૌરી

અને

સ્વ. રાવબહાદુર જનુભાઈ બા. દેસાઈ

ને

# નિવેદન

નવચેતન સાહિત્ય મંદિર તરફથી ચાલતી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના વર્ષ દસમાનું બીજું પુસ્તક 'સોહાગણ' પૂર્વાર્દ્ધ જનતા સમક્ષ મૂકીએ છીએ.

અત્યારના લડાઇના સંજોગોમાં સરકારે પેપર કન્ટ્રોલનો કાયદો બહાર પાડ્યો છે. જેથી અમારી તમામ પ્રવૃત્તિ પર કાપ પડે એ સ્વાભાવિક છે, જે ગ્રાહક ભાઇ-બહેનોથી બિલકુલ અજાણ્યું નથી; પરંતુ આપ જેમ વર્ષોથી અમારી પ્રવૃત્તિને સાથ આપતા રહ્યા છો તેમ થોડો સમય આ સંજોગો વચ્ચે પણ અમને સાથ અને સહકાર આપી આભારી કરશો તેવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

જાણીતા નવલકથાકાર શ્રી રમાકાન્ત ગૌતમ ગુજરાતને આ સોહાગણની નવલકથા અર્પે છે:

'સોહાગણ' અમારી સંસ્થાને આપવા બદલ શ્રી રમાકાન્ત ગૌતમના અમો આભારી છીએ.

અમારું આવતું પુસ્તક 'સોહાગણ' ઉતરાર્ધ તુરતમાં જ બહાર પડશે.

લિ૦ સેવકો
પુરુષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

# સોહાગણ

[ સામાજિક નવલકથા ]

## પ્રકરણ ૧ લું

### અમ્માનું આગમન

' મગન ?'

' જી. '

' આ તું શું લાવ્યો છે ?'

' નાસ્તો. '

' નાસ્તો ? સમજ્યો, પણ આ છે શું ?'

' મલાઈના ખાજાં. '

' લઈ જા. '

' લઈ જાઉં ?'

' એકદમ–જલદી–નજરથી દૂર કર. ચ્હા રહેવા દે. '

મગન મલાઈના ખાજાં લઈ ગયો. ચંદ્રવદને ચ્હા સામે થોડો વખત એકીટસે જોયા કર્યું.

' મગન ?'

'જી'

'મેં શા માટે મલાઈનાં ખાજા ન ખાધાં?'

'નહિ ગમતાં હોય.'

'ખરી વાત. અત્યારે એને જોઈને મને મરેલો ઉંદર યાદ યાદ આવે છે.'

'પણ ઉંદર તો કાળો હોય!'

'મગન! ઉંદર ધોળા પણ હોય–સફેદ–સમજ્યો? જા.'

ચંદ્રવદને ગલીચા ઉપર બે ચક્કર લગાવ્યા અને ઠંડી લાગવાથી વીજળીની તાપણી (Electric heater)ની ચાંપ દાબી પાસેની આરામ ખુરશી પર પડ્યો.

'મગન?'

'જી.'

'સવારનો નાસ્તો એ મનુષ્યની એક કઠણ કસોટી છે.'

'જી.'

'ગઈ રાતના જલસા પછી જો સવારમાં મલાઈ ઉપર હાથ ચાલે ને સીધું ઉતર્યું તો ઠીક ને નહિ તો પછી નહિ જ. આ ઋષિઓના અનુભવનું સત્ય છે. બીજું કંઈ જ માનીશ નહિ હોં!'

'નહિ માનું.'

ચંદ્રવદને માથે હાથ દીધો અને દુઃખનું મૂળ શોધવા લાગ્યો. કપાળ ઉપર આંગળીઓ ફેરવતાં લમણાં ઉપર થંભી ગયો. ત્યાં એક જાડી દોરી જેવી નસ ગાંડાની જેમ ઝઝૂમતી હતી. તેને દાબી એટલે જરા ઠીક લાગ્યું.

'મને લાગે છે કે રાતના હું જરા વધારે પડતો આનંદમાં આવી ગયો હોઈશ. મગજના કપાશીઆ ઉપર જરા ઝાંખી વળી હશે–ફક્ત ઝાંખી જ. પડદો તો બિલકુલ નહિ–પણ ઝાંખી તો ખરી જ. મગન હું ઘેર આવ્યો ત્યારે કાંઈ ઘોંઘાટ કર્યો હતો?'

'ના જી. બહુ જ શાંત હતા.'

'હં....એ સારાં ચિહ્ન નહિ.'

ચંદ્રવદને કીટલીમાંથી ચ્હા કહાડી.

'દૂધ ગરમ કરી લાવું ?'

'દૂધ રહેવા દે. એ મગ્રાઈનું મૂળ છે. અત્યારે મારે દૂધ અને દૂધની તમામ બનાવટ સાથે દુશ્મનાવટ છે. ઊભો રહે. મને યાદ કરવા દે. રાત્રે પેલા પ્રવીણકુમારના લગ્નનો જલસો હતો ?'

'ના જી. કીસનસિંહની વર્ષગાંઠ હતી.'

'બરાબર. હું અને પ્રવીણ તો મહેમાન હતા. બધું યાદ આવ્યું. મેં નરેંદ્રને કહ્યું પણ હતું કે ચાલ. એ બહાને કીસનને પણ મળાશે પણ એ ન આવ્યો. આવે પણ કેવી રીતે ? એના હોદ્દાના માણસોને જવાબદારીઓ પણ હોયને ? મોટી ધારાસભાનો સભ્ય અને બીજા હજાર સરકારી લફરાં છે. મગન ?'

'જી.'

'એક વાત બરાબર ધ્યાન રાખજે.'

'વારુ.'

'એનું લગ્ન થવાનું છે.'

'જરૂર યાદ રાખીશ.'

'મગન, મને થાય છે કે હું પણ જો સગાઈ કરું તો કોઈ છોકરી રોજ મારી સંભાળ રાખે. રોજ મારો—એ તો રોજ મારો જીવ ખાય ! મગન ! મને એવું બિલકુલ નથી થતું. સમજ્યો ? સર નરેન્દ્ર ઊઠ્યા છે ?'

'તૈયારી છે.'

'તો એમની નાસ્તાની પણ તૈયારી રાખજે. એને સારા જેવા નાસ્તાની જરૂર છે. એને એના 'અમ્મા'ને સ્ટેશને લેવા જવાનું છે. લખે છે કે મસુરીમાં ઠંડી લાગવાથી પોતેશ્રી અહીં પધારે છે.'

'ભલે પધારે.'

'મગન, મગન, તું અમ્માને ઓળખતો હોત તો 'ભલે પધારે' બોલવાની હિંમત ન કરત. પણ આજે રાત્રે જ ઓળખાણ કરી લેજે. આપણે ત્યાં જ જમવાનાં છે.'

'જી.'

'અને મીસ દેસાઈ પણ આવવાનાં છે. આજની રસોઈમાં કાંઈ ઊણપ ન રહેશે! ભોજન ઉપર ઘણો આધાર છે. અમ્મા તો મીસ દેસાઈને પહેલી જ વાર મળશે ખરું? મગન આજ રાતના નાટકનો તમામ પ્રપંચ તું બરાબર સમજી ગયો? સુખી અંત લાવવા માટે આપણે એકત્ર બળ અજમાવવાનું છે.'

'એમાં વાંધો નહિ આવે.'

(પાછળથી સર નરેન્દ્રનો ધીર ગંભીર અવાજ આવ્યો.)

સર નરેન્દ્ર અને ચંદ્રવદન એક રીતે મિત્રો હતા. બંને સાથે ભણ્યા હતા. એટલે કે નરેન્દ્ર ભણતો હતો અને ચંદ્રવદન એની હોશિયારી અને અક્કલના વખાણ કરવામાં રોકાયલો રહેતો. ચંદ્રવદનની દૃષ્ટિએ નરેન્દ્ર દેવ જ હતો. ફક્ત એના ભવાં જ્યારે ચઢતાં ત્યારે ચંદ્રવદનને જરા ડર લાગતો.

'મગન, નાસ્તામાં શું લાવ્યો છે? ઓહો ચંદુ, પરવારી રહ્યો?'

'અમે અત્યારે નાસ્તાના સખ્ત વિરોધી બની ગયા છીએ. માનસિક ઇચ્છા ખરી પણ અમારા શરીરના સંચાએ હડતાળ પાડી છે. અમારા માથામાં વજનનો અણઘટતો વધારો દાખલ છે.'

'મૂર્ખ!'

'અમને અત્યારે સત્યને બદલે શાંત્વનની જરૂર છે. અમને અસુખ છે. કોઈ અજાણી વ્યક્તિએ અમારા શિરમાં ઘોડાની નાળ

ઘડવાનું કારખાનું ખોલ્યું છે. અને અમારી જીભને બદલે ચીંથરાનો ડૂચો મૂકી દીધો છે. અત્યારે અમારી દૃષ્ટિએ જગત ડામાડોળ છે.'

'રાત્રે જરા ખેંચી પકડવું હતું.'

'પણુ ગઈકાલે તો કીસનનો જન્મ દિવસ હતો.'

'હું જો કીસન જેવો મૂર્ખ હોઉં તો હું મારો જન્મ દુનિયાથી ગુપ્ત રાખું.'

ક્રૂર નરેન્દ્રે મલાઈ ઉપર મારો ચલાવ્યો. ચંદ્રવદનને એ દૃશ્ય અસહ્ય લાગ્યું અને જરા અદેખાઈ પણ આવી. એ ઊઠીને બારીએ ગયો.

'મેઈલ મોડી છે ખરું ?'

'ઘણી મોડી છે.'

'એટલે આપણી અમ્માનો પારો જરા ચડયો હશે. તેં વીણા વિષે એમને ખબર આપી છે ?'

'એટલે તો એ આવે છે. પેલા 'સંસ્કાર-સમાજ'નું આજે નાટક છે. તેમાં ટિકિટો તેં લીધી છે ને ?'

'એ તે ભૂલું? ત્રણ સાથે અને એક છેડાની. એ છેડાની તે મારે માટે છે.'

'ચંદુ, તું તો તદ્દન બીકણ બિલાડી છે. અમ્માથી કેમ આટલો બધો બીએ છે ?'

નરેન્દ્રના મુખ તરફ ચંદુ ભક્તિભાવથી જોઈ રહ્યો. નરેન્દ્ર ઘણી બાબતોમાં કુશળ હતો પણ એની માતુશ્રીનો એને ડર ન ન હતો. એ બહાદુરી આગળ એના બીજા તમામ વિજયો ચંદુની દૃષ્ટિએ મામુલી હતા.

'નરેન્દ્ર ! જો તારી માતુશ્રીને મારે કહેવાનું હોય કે એક અજાણી છોકરી સાથે તમારી સલાહ વગર હું લગ્ન કરવાનો છું તો મારા શા હાલ થાય ? એના કરતાં તો ઘવાયલા વાઘનો સામનો કરવો વધારે સહેલ છે.'

'ચક્કર.'

'જો કે હું અમ્માને કોઈ રીતે ઉતારી પાડવા માંગતો નથી પણ એમના દર્શનથી મને કંપ થાય છે એ નિર્વિવાદ છે. હું નાનો હતો અને રજાઓમાં તારે ઘેર આવ્યો હતો ત્યારે મેં એક બિલાડીની વચલી પાંસળી ઉપર એક પથરો તાકચો હતો. તે તદ્દન અકસ્માતથી અમ્માનાં ઓરડાની બારીનો કાચ ફોડી અંદર ગયો ને તરત અમ્મા બારીએ આવ્યાં અને મારા તરફ ફક્ત દૃષ્ટિ જ ફેંકી. હું તો ચાલીસ પચાસ ફૂટ દૂર હતો પણ એ દૃષ્ટિએ મને ગોળી વાગ્યાની જેમ ત્યાં ઊભો હતો ત્યાં જ સજડ કરી દીધો.'

'જરા મગનને કહે બીજો ટોસ્ટ અને માખણ લાવે.'

'ફાંસી પહેલાં ગુન્હેગારે સારી રીતે જમી લીધું પણ ફાંસી ન ભૂલીશ.'

'વીણાને જોશે ત્યારે અમ્મા એનાં વખાણ જ કરશે.'

'જોશે ત્યારે. એ બરાબર છે પણ એ માખણમલ! એણે હજી ક્યાં જોઈ છે! તારી પ્રેમની વજ્ર સાંકળમાં એ એક સડેલો મણકો છે. તું અને હું બંને જાણીએ છીએ કે વીણા કોઈ ચીજ છે. આપણી દૃષ્ટિએ એ તો સુંદર બગીચા ઉપરની પથરાયેલી ચાંદની છે. અરે હા, હું અને વીણા તો લંગોટિયા મિત્ર છીએ. સાથે ધૂળ ઉરાડેલી. સાથે કાદવમાં ઠીકરાં નાંખેલાં વગેરે વગેરે. અમે એક જ ગામમાં રહેતાં અને પાડોશી હતાં. જ્યારે વીણા બાર વરસની હતી ત્યારે એણે બગીચામાં પાણી પાવાના પાઈપનું નાળચું મારી તરફ તાક્યું હતું.'

'કાંઈ કારણ?'

'કારણ એ જ કે મેં કોઈના લગનમાં જવાના કપડાં પહેર્યાં હતાં તે દેખાડવા આવ્યો હતો અને એનાં કપડાંની કાંઈ ટીકા કરી એટલે એણે મારા ઉપર પાઈપ છોડી અને કપડાંનું સત્યાનાશ વાળી

નાંખ્યું. આ જાતની ઓળખાણથી એક જાતનો મિત્રાચારીનો બંધ બંધાય છે અને મારી દૃષ્ટિએ તો એ મૂળથી–કોઈ–કોઈ એટલે કે–વીણા તે વીણા જ છે. પણ અમ્માને તો હજી અનુભવ કરીને શોધી કહાડવાનું છે ને? વીણાને મા બાપ કે માશી કે એવી રીતનું કોઈ સગું હોત તો કાંઈ હરકત ન આવત. કારણ દરેક નેતાને પીઠબળ જોઈએ. મુખ્ય વસ્તુ એ પીઠબળ છે. એને તો ફક્ત એનો કાકો છે. તું એના કાકાને કોઈ દહાડો મળ્યો છે?'

'ઘણી વખત–સારો માણસ છે.'

'સારો નહિ, ફક્કડ માણસ છે. ઘણો જ મળતાવડો. પણ એની જુવાનીની વાતો કોઈ વખત ફૂટી નીકળે છે. તેમાં વાહ વાહ કહેવા કરતાં નીચું જોવાનું વધારે હોય છે. વેપારમાં એની સલાહ લેવી ભયંકર છે, કલબમાં એની સાથે પાનાં રમવા એટલે આપણાં ખીસાં ખાલી કર્યાં ઉપરાંત I. O. U. લખી આપવાના. પેલો રમણિક કહેતો હતો કે પા કલાકમાં ત્રણસો રૂપિયા સાફ થઈ ગયા. વળી રજની તો એને રોજ શેર બજારમાં જુએ છે. ત્યાં કાંઈ 'ખાધા' 'આપ્યા' કર્યા કરે છે. કોઈ સુવર્ણ મિશ્ર રંગ કંપનીના શેર લેવાનું મને પણ રજની કહેતો હતો. એમાં ખોટ ખાવાનો કોઈ રસ્તો નથી પણ હું શું કહેતો હતો? હા વીણાનો કાકો રાવસાહેબ–એ રાવસાહેબને નામે જ ઓળખાય છે. મારે કહેવાનું એમ છે કે અમ્મા આગળ એના કાકાની વાત ન કરવામાં જ લાભ છે.'

'ત્યારે હું તો પહેલી તકે જ એનું ઓળખાણ કરાવીશ. મારા પિતા અને રાવસાહેબ વિલાયતમાં સાથે હતા.'

'સાથે હતા! ત્યારે તો શું થાય? ઓળખાણ કાઢવી જ પડે.'

નવો ટોસ્ટ આવ્યો અને નરેન્દ્રે વાત ચાલુ કરી.

'શરૂઆતમાં પાંચ દશ મિનિટ જરા અમ્માને અને વિચિત્ર લાગશે પણ પછીથી તો કાંઈ વાંધો નહિ આવે.'

'ન જ આવવો જોઈએ. પણુ ભલા ભગવાન, એ શરૂઆતથી પાંચ મિનિટનું શું ?'

ચંદ્રવદન ચશ્મામાંથી ભીંત તરફ એક ચિત્તથી જોઈ રહ્યો. કાંઈ ગાઢ વિચારમાં પડી ગયો. બે ચાર વખત ઘુંટડા ગળી ગયો. પછી અચકચો 'એ પ્રથમ મિલાપ' વળી ચૂપ રહી ગયો અને માનસિક નિશ્ચય કરીને બોલી ઊઠયો :

'નરૂ—હું તારી સાથે આવું ?'

'તું ?—મારી સાથે ? શા માટે ? કયાં ?'

'સ્ટેશને.'

'પણુ—તું—શું કામ ?'

'તારી અને અમ્માની પ્રથમ મુલાકાતના શરૂઆતના પ્રકરણો સરળ કરી આપવા. ઊંચા મન નીચા કરવા. સમૂહ બળ—સમજ્યો. જિંદગીની કેટલીક ઘડીઓ એવી આવે છે જ્યારે મિત્રને મિત્રની જરૂર પડે છે. તું અવાજ કર અને સમૂહ—બળ તૈયાર છે.'

નરેન્દ્રના જાણીતાં ભવાં ચઢ્યાં. આખા મોઢા ઉપર અણુગમાની છાયા પ્રસરી ગઇ. આ સહાય પુરાણુની અર્પણુ પત્રિકાથી જ એના એના સ્વાધીન માનસના અભિમાનને આઘાત થયો. જેવો એ બાહ્ય સ્વરૂપે મહાસલાટ જેવો ઊંડો દેખાતો હતો તેવો ખરેખર નહોતો. તેની આગાહી આપતા કુદરતી ચીડિયા સ્વભાવના પરપોટા સપાટી ઉપર ફૂટવા માંડ્યા.

'તમારી મોટી મહેરબાની !' એણે વ્યંગમાં કહ્યું.

ચંદ્રવદનના ભોળા પ્રમાણિક સરળ માનસ ઉપર વ્યંગની વીજળી નિસ્તેજ થઈ ગઈ. એણે નરેન્દ્રનું કથન માન્ય રાખ્યું.

'નરૂ, આના જવાબમાં ઘણા એમજ કહે કે 'એમાં શું થઈ ગયું.' 'એમજ હોય' હું ભુધર દેસાઈનો છેલ્લો વારસ જૂઠું નહિં

બોલું. નરૂ, તું અને હું જ જાણીએ છીએ કે અમ્માને મળવું એ બહાદુરીના સુવર્ણ ચંદ્રક માટે લાયકાત મેળવવા બરાબર છે. તારા સિવાય બીજા કોઈને માટે આ જોખમ હું કરી ન બેસું.'

'ચંદુ, તને શું કહું?'

'કાંઈ જ નહિ. ઈશ્વરના ચોપડામાં આજનું મારું મહાપુણ્યનું કામ જમા થશે.'

નરૂ ઊભો થઈ ગયો.

'તારે આવવાની કાંઈજ જરૂર નથી. સ્ટેશન ઉપર જવીણાની અને લગ્નની ચર્ચાની સજા ભરવાની મારી બિલકુલ ઇચ્છા નથી.'

'હું તો જરા તમારી આસપાસ ચક્કર મારતો રહીશ અને જરૂર પડે દેવતા ફારતો રહીશ.'

'દેવતા! દેવતા શાનો?'

'નરૂ! આ શું બોલ્યો! અમ્મા હોય અને અગ્નિ ન હોય?'

'ન જ હોય. મારે માટે ન જ હોય. લવારો છોડ.'

'આ તો ફક્ત એક...'

'બિલકુલ વાહિયાત વાત છે.'

'તો એમ રાખ.' ચંદ્રવદન ઠંડો પડી ગયો. તું કહે તે સાચું પણ હજી મારું માન કે સમુહબળ વગર ફતેહ મળવી અશક્ય છે.'

* * *

સર નરેન્દ્ર મેલની વાટ જોતાં સ્ટેશન ઉપર આંટા મારતા હતા. રોગ પ્રમાણે મેઈલ મોડો હતો. જેમ વખત જતો હતો તેમ નરેન્દ્રભાઈનાં નિડરતાના બખ્તરમાં છિદ્રો પડતાં હતાં. ચંદ્રવદન આગળ બતાવેલી બહાદુરી ઓસરવા માંડી હતી, કારણ ચંદુના દેખતા જાળવેલું સ્વાસ્થ્ય અને નિર્ભય કથન એ બધા બાહ્યોપચાર જ હતા. સત્ય વાત તો એ હતી કે સર નરેન્દ્રને પણ અંદરખાનેથી અમ્માનો ડર જરાએ ઓછો નહતો. કેટલાક મરદો એવા હોય છે

કે માના ખોળામાંથી બહાર આવી જ શકતા નથી. સર નરેન્દ્ર પણ એમાના જ હતા. સર થાય કે બેરોનેટ થાય, જગતમાં આર્થિક, સાહસિક કે સરકારી મહત્તાની ટોચે ચઢે પણ જે માતુશ્રીએ બચપણમાં થપ્પડ મારી રોવાનું બંધ કરેલું તેજ થપ્પડની બીક જન્મારો ખસતી નથી.

નરેન્દ્રે બીજું ચક્કર માર્યું અને આંખો ફાડી જોઈ રહ્યો. સામેથી જ ચંદ્રવદનની પધરામણી થતી હતી. આંખમાંથી પરમાર્થ અને મિત્રભક્તિના ઝરણાં વહેતાં હતાં. સગા ભાઈ કરતા પણ મિત્ર સાચો–એના જીવંત પુરાવા રૂપ મિત્ર ખાતર અનહદ દુઃખો સહન કરવા ધસ્યો આવતો હતો. જેમ કોઈ પાળેલા કૂતરાને ઘરમાંથી સાથે આવવાની મના કરી હોય પણ આડે રસ્તે છૂપાતો લપાતો આવે અને ઑફિસના ટેબલ નીચેથી નીકળી પડે તેમ ચંદુભાઈ ટપકી પડયા. એની સાથે એના બે અવિભક્ત આત્માઓ કીસન અને પ્રવીણ પણ સાથે જ હતા. ચંદ્રવદને સર નરેન્દ્રનો વાંસો ઠોકયો.

'નરૂ, અમે તો આવી પહોંચ્યા. તેં ના પાડેલી એ વાત ખરી પણ એ તો તેં ખોટી ના પાડેલી તે પણ હું જાણુંને? તારા ગયા પછી મેં પુખ્ત વિચાર કર્યો અને નિર્ણય કર્યો કે તેં વિવેક ખાતર મારી દયા ખાઈને મને આવવાની ના પાડી તેનો મારે લાભ ન લેવો જોઈએ. તારી આવી કસોટીની ઘડીયે હાજર થવું જ જોઈએ. સાથે કીશન અને પ્રવીણને લાવ્યો છું તેનો તને વાંધો તો નહિ જ હોય. ખરી વાત એ છે કે જ્યારે મેં આવવાનો નિશ્ચય કર્યો ત્યારે પણ કાંઈ અમ્માનો ડર ઓછો ન થયો. તું જાણે છે કે મને અમ્માના નામથી જ ટાઢિયો તાવ ચડે છે એટલે તારી મદદે હું આવ્યો પણ મારી મદદે આ બે જણને લેતો આવ્યો. એ લોકો કયી કલબમાં જવું એ નક્કી કરતા રસ્તામાં ડાફરિયાં મારતા હતા એટલે મેં ઝાલ્યા અને આ ફરજીયાત કામ માટે ઉઠાવી લાવ્યો. એ પણ સું કે ચાં

કર્યા વગર તરત આવ્યા. પણ અમ્માને મળવા માટે અમારે તૈયારી કરવી પડી. જરા રસ્તામાં થોડી બહાદુરી લાવવાના બે ડોઝ ચડાવ્યા અને હવે અમે ગમે તેનો સામનો કરવા તૈયાર છીએ. મેં એમને મારી કફોડી સ્થિતિ સમજાવી છે અને એ બંને મરણ પર્યંત તારી પડખે લડવા પાછી પાની નહિ કરે. પીઠબળ–નરૂ–પીઠબળ એજ આપણી વિજય ઘોષણા છે. બીજી એકે નહિ.'

'એકેય નહિ.' પ્રવીણ બોલ્યો.

'નહિ–નહિ–એકેકેય નહિ.' ક્રીશને કહ્યું.

'જોને નરૂ...' ચંદ્રવદને આગળ ચલાવ્યું. 'પ્રથમ મિલાપનું વાતાવરણ અમે શાંત કરી આપીશું અને પછી ચલતી માપીશું. વાતચીતનો પારો જ્યારે ચઢવા માંડે ત્યારે એને નીચે રાખ્યા કરીશું.'

'વાર્તાલાપમાં કડવાશ આવતી રોકીશું.' પ્રવીણે સમજાવ્યું.

'ભભુકી ઉઠે એવા વીશમોથી તમને દૂર રખાવીશું.' ક્રીસને ઉમેર્યું.

'આ તાગડો અમે રચ્યો છે.' પીઠબળના નેતા બોલ્યા. 'જોને અમે ત્રણે...અરે મેઇલ પણ આવી લાગ્યો.'

અવિભક્ત આત્માઓની સહાય છતાં પણ ચંદ્રવદનના ગળામાં ખરેરી બાઝી પણ આ જોખમ ઉઘાડી આંખે ખેડવું હતું એટલે ટટાર થઈ ગયો.

'ક્રીસન, પ્રવીણ, હોશિયાર, પીઠબળની જો જો પીછેહઠ ન થાય.'

'ન થાય' પ્રવીણ પડકાર્યો.

'એક ડગ કેવો?' ક્રીસને કોલ દીધો.

ટ્રેઈન ઊભી રહી. એક પળમાં તમામ બારણાં ઉઘડી ગયાં અને અંદરથી મનુષ્યનો ધોધ વહેવા માંડ્યો. લાંબી મુસાફરીને લીધે

મુસાફરોનો મોટો ભાગ થાકેલો લાગતો હતો. પણ એક અપવાદ હતો અથવા વ્યાકરણની આજ્ઞા પ્રમાણે 'હતી.' એક જુવાન બુઢ્ઢી, નખશીખ અખંડિત રુઆબથી ઉતરી. એની આંખમાં થાકને બદલે ગુસ્સો હતો અને મોડું થવાથી આખી મનુષ્યજાતિ પર ગુસ્સો હતો. એના દેખાવ ઉપરથી કોઈ કહી શકે એમ ન હતું કે અમ્માની થાકેલી દૃષ્ટિએ આખું સ્ટેશન હીંચકાની જેમ હાલતું દેખાતું હતું. સર નરેન્દ્ર ઝડપથી આવ્યો પણ એનું ધ્યાન તો ચંદ્રવદન અને એના મિત્રો, જે એની આસપાસ ધાડપાડુઓની જેમ ઘૂમ્યા કરતા હતા તેના તરફ જ ખેંચાયા કરતું હતું.

'અમ્મા! આવી પહોંચ્યાં?'

'કેમ નરૂ?'

નરૂએ નમસ્કાર કર્યા. ચંદ્રવદન અને એના સહાયકોએ જેમ શિકાર ઉપર ચિત્તો આગળ વધે, તેમ આસ્તે આસ્તે નજદીક સરકવા માંડયું. ચદ્રવદને પ્રથમ હલ્લો કર્યો:

'અમ્મા નમસ્તે!'

'કોણ ભાઈ ચંદ્રવદન!'

મોઢા ઉપર બિલકુલ ભાવ દાખવ્યા વગર અમ્મા યંત્રવત્ બોલ્યા. ચંદ્રવદન અથવા તો અમ્માના શબ્દોમાં કહીએ તો ચંદુડીઓ અમ્માનો માનીતો ન હતો. એ કહેતાં કે 'પ્રભુએ ચંદ્રને જન્મ આપ્યો એટલે દુનિયામાં એની કાંઈ જરૂર તો હશે જ. પણ મારી દૃષ્ટિએ તો પ્રભુએ સમાજ ઉપર એક અત્યાચાર ગુજાર્યો છે.'

'આ મારા મિત્રો છે અમ્મા.' હિંમત ઓસરી જાય તે પહેલાં ચંદુએ બોલી નાખ્યું.

'આ પ્રવીણ.'

'નમસ્તે અમ્માજી.' પ્રવીણ બબડ્યો.

'આ કીસન.'

'નમસ્તેજી. માજી–અમ્માજી.' કીસને એના મનથી જૂની ઢબે આવકાર આપ્યો.

અમ્માએ આ ઉત્સાહીઓ ઉપર બરફની દૃષ્ટી ફેંકી અને કરવતના અવાજે બોલ્યાં.

'કેમ છો! કોઈને લેવા આવ્યા છો?'

'હું...એટલે કે...અમે...માટે...વાસ્તે...' ચંદ્રવદનના ગળા-માંથી છુટક શબ્દોની હારમાળા નીકળવા માંડી. જ્યારે જ્યારે ચંદ્રવદન આ સ્ત્રીને મળતો ત્યારે જાણે કોઈ નૃસિંહ અવતાર હાથના નખથી એના આંતરડા ખેંચી કહાડતો હોય એવું એના પેટમાં દરદ થતું. નરૂની મિત્રાચારી કંઈ કમ હોય તો એ ઘેર બેસીને આનંદ કરત અને નરૂને એકલાને જ આ જોખમ ખેડવા દેત.

'હું...એટલે...અમે...હું...બંને...ત્રણે...તમને જ. હું આપ-ને જ લેવા આવ્યા છીએ.' ચંદુએ પૂરું કર્યું.

'એમ કે? તમારી મહેરબાની.'

'જરાએ નહિ.'

'અમારા મનથી આપ ઘણે વર્ષે ઘેર આવો છો તે અજાણ્યું ન લાગે માટે.' પ્રવીણે ગોઠવીને એક સાંભળેલું સચોટ વાક્ય છોડ્યું.

'વાહ પ્રવીણ! વિવાહથી રૂડું શું?' કીસન ખુશ થઈ ગયો અને ખીસ્સામાંથી એક મોટા માણસની વેંત જેવડી અને એ જ પ્રમાણમાં જાડી ચીરૂટ કહાડી. એને તો આ વાતચીત સાંભળીને ખાત્રી જ થઈ કે ચંદુ અમસ્તો જ ડર દેખાડતો હતો. આ તો જાણે પોતાના ઘરમાં બેઠા જેવું જ સરલ હતું.

'અમ્મા! આપને ચીરૂટ પીવાનો વાંધો નહિ જ હોય? આજે ઠંડી વધારે છે. સીધી ફેફસામાં ઉતરી પડે છે.'

સર નરેન્દ્ર ઉકળીને ઉભરાઈ જવા જેવા થઈ ગયા. પણ શું કરે ? આ એના પીઠબળે તો સત્યાનાશ વાળવા માંડયું હતું. કીસને હવામાં ચીરૂટનો એક જંગી ધુમાડાનો ગોટ છોડયો. અમ્માનાં થોડા ઘણા પણ જે હોઠ દેખાતા હતા તે અદશ્ય થઈ ગયા. જાણે કાંઈ ચાવતાં હોય તેમ દાઢ કચકચાઈ. નરેન્દ્ર આ ચિહ્ન ઓળખી ગયો. પણ કીસનને તો ધુમાડામાંથી કાંઈજ દેખાતું ન હતું. નરેન્દ્રે વાત બદલવા પ્રયત્ન કર્યો.

'અમ્મા, મુસાફરી તો ઠીક થઈને ?'

અમ્માને કમકમા આવ્યાં. કીસનનો એક ઘેરો ધુમાડાનો ગોટ અમ્માને અથડાયો. અમ્માને બીડી ઉપર ઘણો જ તિરસ્કાર હતો. વળી એમને દેખતે બીડી પીવી તે એક ભયંકર અપમાન હતું ને તેમાં પાછી ચીરૂટ. ગિરીશચંદ્ર બેરોનેટના વિધવા લેડી 'અમ્મા'નું અપમાનની ઇચ્છા કરતે પણ સમાજને ડર લાગતો અને આ કીસન...અમ્માએ આંખો મીંચી દીધી. અમ્માની મીંચેલી આંખો જોઈને ચંદ્રવદનને દયા આવી. ગુસ્સાથી કડક રાખેલા મોઢા ઉપર અનહદ થાક દાખવતો હતો. ચંદ્રવદનની દૃષ્ટિએ તો અમ્મા એક ઝેરનો કટોરો હતાં પણ નરૂના માતુશ્રીની આવી દશા જોઈ દયા આવી. એને લાગ્યું કે ખોરાક સિવાય એની ફિક્કાશ નહિ જાય. જરા દિલાસાની જરૂર જણાઈ.

'મુસાફરી જરા આકરી ખરી !' ચંદ્રવદને બૂમ પાડી. અમ્માની આંખો મીંચેલી જોઈ એને મોટેથી બોલવાની જરૂરિયાત લાગી. અમ્માના કાનમાં આ ચીસ સોંસરી પેસી ગઈ અને અમ્માના રૂવાં ઊભાં થઈ ગયાં.

'મેં અખબારમાં વાંચ્યું હતું કે એ બાજુ વરસાદનું તોફાન છે ત્યારથી જ મને ડર હતો કે આપને મુસાફરીમાં અકળામણ થશે.'

અમ્માએ એક ભારે નિસાસો નાંખ્યો.

ચંદ્રવદનને આ નિસાસાથી વધારે દયા આવી. અમ્માની સ્થિતિ એને બગડતી લાગી. એટલામાં પ્રવીણે શરૂ કર્યું:

'આ મસુરીનો રસ્તો ઘણો જ વિચિત્ર છે. ઘણા લોકો આવી દુનિયામાં રખડી આવે છે અને કશું થતું નથી. પણ ઊંટ ઉપર બેસનારાઓ આ મસુરીથી આવતા ગુલાંટ ખાઈ જાય છે. અગ—અગ...' પ્રવીણે કીસન તરફ સહાયની દૃષ્ટિ ફેંકી.

'અગમ્ય' કીસને સહાય કરી.

'હા એ જ, અગમ્ય છે. આત્મા અમર છે એટલે જ અહીં સુધી પહોંચાય છે.'

'મારો પણ એજ અનુભવ છે.' કીસને વાત ઉપાડી લીધી. મસુરીની મુસાફરીની મુસાફરોમાં કાંઈ ભેદ છે. આ વખતે જ તોફાન થાય છે. હું ગળા સુધી તૈયાર થઈને નીકળું છું કે આ વખતે તો બિલકુલ સહન નથી કરવું પણ મને દવાઓ કે બીજા ઉપચારો વાપરવાનો વખત જ મળતો નથી. સફેદ પૂણી જેવો જ ગાડીમાંથી ઉતરું છું. કોઈ સ્ટેશનનું નામ પુકારે છે અને હું બહાર સરકી પડું છું.'

'તદ્દન સરખા જ અનુભવ થાય છે. ચંદ્રવદને ખુશાલીનો પુકાર કર્યો. મસુરીની મુસાફરીનો ભાર હળવો કરવા એના મિત્રોએ ચલાવેલા ગપગોળાઓની ચાલાકીથી એને આનંદ થયો. વાર્તાલાપના આવા સરળ વ્હેણથી એને ખાત્રી થઈ કે એનું પીડબળ કમાલ કામ કરી રહ્યું હતું. એણે વાત તરત ઉપાડી લીધી.

'કોણ જાણે શું છે એ તે એંજિનનો ધુમાડો હશે? ખરાબ વાસ હશે?'

'એંજિનનો ધુમાડો એ નહિ અને તેલની વાસ પણ નહિ. મને તો જરા ગ્યાસતેલની વાસ પસંદ છે. જો ને અત્યારે આ સ્ટેશન ધુમાડો અને તેલની વાસમાં તરબોળ છે પણ હું એને લસ્સીની

જેમ પી જાઉં છું. કાંઈ બીજું જ કારણ હશે.'' પ્રવીણે વાંધો ઉઠાવ્યો.

'પ્રવીણની વાત સાચી છે.' કીસને મિત્રનો બચાવ કર્યો. ધુમાડાએ નહિ અને તેલ પણ નહિ ફક્ત એ ટ્રેઈનની ચડ ઉતર જ મારી નાખે છે. ઊંચે ને નીચે–ઊંચે ને નીચે આપણા પેટમાં એકદમ જાણે ખાડો પડી જાય છે નહિ તો શ્વાસથી ફૂલી ગબ્બારો થઈ જાય છે એટલે...'

અમ્માએ આંખો ઉઘાડી ને તરતજ બંધ કરી દીધી.

'ચૂપ રહો.'

'હું તો એમ કહેતો હતો...'

'ચૂપ.'

'તો ચૂપ.'

'એકદમ ચૂપ.'

અમ્માએ પોતાના ઉપર કાબૂ મેળવવા ભગીરથ પ્રયત્ન આદર્યો. ઘણાં મજબુત મનના હોઇ શારીરિક ઊણપો ઉપર માનસિક સત્તા જમાવી શકતાં હતાં. મહામહેનતે એમણે સ્ટેશનને ડોલતું બંધ રાખી ને સ્થિર કર્યું. વાતાવરણમાં શાંતિ પ્રસરી ગઈ. કીસનના હાથ હેઠા પડ્યા હતા અને એના મિત્રો વિચારમાં પડ્યા હતા.

'મેઈલ પણ બહુ મોડો થયો અરે?' નરેન્દ્રે જ શરૂઆત કરી.

'મેઇલ તો મોડો જ હોય.' ડુબેલો પ્રવીણ સપાટી ઉપર આવી લાગ્યો.

'પણ મેઇલની મુસાફરી તદ્દન સહીસલામત છે.'

'મેઇલમાં તો કાંઇજ થતું નથી.' કીસને ખાત્રી આપી.

'તમારી ભૂલ છે.' ચંદ્રવદન વિરુદ્ધ પડ્યો. મેઇલમાં ઘણીવાર મારી આંખે અંધારા આવે છે. મારા પેટમાંથી જાણે કાંઈ બધી જ

વસ્તુ લઈ ગયું હોય એવી શૂન્યતા લાગે છે. સૃષ્ટિમાં અંધકાર જામવા માંડે છે...'

'મિસ્ટર ચંદ્રવદન?'

'જી-શું કેમ?'

'આ હકીકત તમે તમારા ડાકટરને જ કહેવા માટે સાચવી રાખો તો મોટી મહેરબાની.'

'ચંદુ! અમ્મા જરા થાકી ગયાં છે. જોને જરા ટેક્સીનો બંદોબસ્ત કરી લાવ.' નરેન્દ્રે પીઠબળને ખસેડવાનો પ્રયત્ન આદર્યો.

'એક મિનિટમાં! બોલતો કેમ નથી? આ આવી જ સમજ. પ્રવીણ, ચાલ પેલી બેગ ઊઠાવ. કીસન તારાથી લેવાય તે તું લઈ લે. નરૂ આ આવ્યો સમજ ખોટા રૂપીયા જેવો.'

પીઠબળનું સૈન્ય લઈને ચંદુ વિજય ડંકો વગાડતો ચાલી નીકળ્યો. એને ખાત્રી થઈ કે નરેન્દ્રને એણે ખરેખરી મદદ કરી અને એની માતુશ્રીની મુલાકાત સફળ કરી આપી. વળી વીણાનો રસ્તો પણ સરળ થઈ ગયો. હવે નરૂને હરકત નહિ આવે માટે સુખેથી જમવા જઈ શકાશે.

પરમાર્થી સૈન્યના ગમન પછી અમ્માની આંખમાં વીજળીના ચમકારા થવા માંડ્યાં. અમ્માની આંખો ઝીણી કાળી અને તીક્ષ્ણ હતી અને નરેન્દ્રની મોટી અને ભૂરી હતી. બાકી મા દીકરાનો ચહેરો ઘણો મળતો આવતો હતો.

'સહેજ વધારે રોકાયા હોત તો હસવાને બદલે રોતા ઘેર જાત. નરૂ, મને કાંઈ સમજ નથી પડતી કે આવો અક્કલહીન, અડધા ગાંડીઆ ચંદુડિયા જેવાને તેં ભાઈબંધ તરીકે ક્યાંથી ચૂંટી કહાડ્યો?'

'મેં એને ચૂંટી કહાડ્યો નથી, એણે મને ચૂંટી કહાડ્યો છે. પણ ચંદુ અંદરખાનેથી સારો માણસ છે. જરા ઓળખવો અઘરો છે.'

'મારે ઓળખવો નથી અને ઇશ્વરઇચ્છા તો ઓળખવાની જરૂરે નહિ પડે.'

'ઘણો પરોપકારી જીવ છે. આપણું મકાન રંગાય છે એટલે એ મને એને ઘેર લઈ ગયો અને વળી આજે રાત્રે સંસ્કાર સમાજના ખાસ ખેલની ટિકિટો પણ લઈ આવ્યો છે. વળી વળી આજે આપણને એણે જમવાનું આમંત્રણ આપ્યું છે.'

'વીણા ત્યાં આવવાની છે?'

'હા. તમને મળવા માટે જ ખાસ આવવાની છે.'

'તો સ્ટેશને શું કામ મળવા ન આવી?'

'અહિયાં? સ્ટેશને? મારા મનથી જરા નિરાંતે મળાય તો સારૂં.'

'એમ કે?'

સંસારનું એક ભેદી રહસ્ય છે કે મનુષ્ય જાત દરેક પગલું ઘણી જ સંભાળપૂર્વક ભરે—સંપૂર્ણ સુરક્ષિત થઈને આગળ વધે, તોપણ દુ:ખી થાય છે. સાહસિક મનુષ્યો, જે મનમાં આવ્યું તેમાં વગર વિચારે ઝંપલાવે છે. તેઓને ખાસ વધારે ગેરલાભ થતો હોય એમ જણાતું નથી. વીણાની ઇચ્છા હતી કે અમ્માને સ્ટેશને જ મળવું પણ નરેન્દ્રની દીર્ઘ દૃષ્ટિએ એને રોકી એના મનથી જરા આનંદી વાતાવરણમાં મેળાપ થાય તો વીણાની છાપ સારી પડે. વીણા સ્ટેશને આવી હોત તો તે વખતે અમ્મા એકાદ છણકો કરત પણ ન આવ્યાથી એના મનમાં શંકા રૂપી જે કીડો પેદા થયો તે કહાડવો મુશ્કેલ બની ગયું. નરેન્દ્રની હોશિયારીનું પરિણામ એટલું જ આવ્યું કે અમ્માએ મનમાં ગાંઠ વાળી કે સુંવાળી વીણા સ્ટેશને આવવાની હાડમારી વેઠી શકે એવી સોંઘી નથી.'

'નરૂ, આ છોકરી છે કોણ?'

'મારા કાગળમાં મેં ચોખવટ કરી છે ને?'

'ચોખવટ તો કશી જ કરી નહોતી.'

એટલામાં 'હટી જાઓ, હટી જાઓ'ની પાછળથી બૂમ પડી અને બંને વચ્ચે થઈને લગેજની હાથગાડી પસાર થઈ ગઈ. નરેન્દ્રનો ચીડિયો સ્વભાવ તરત જ તરી આવ્યો.

'સ્ટેશને વાત કેવી રીતે થશે? ચાલો ઘેર જઈએ. પણ તમારે જાણવું છે શું?'

'બધું જ, ક્યાંની છે? કોણ છે? અને ક્યાંના દેસાઈ છે?'

'મેં એની ઉલટ તપાસ નથી કરી. એટલું જાણું છું કે એના માબાપ ગુજરી ગયાં છે અને એના પિતા ગુજરાતી હતા.'

'ગુજરાતી?'

'હા, ગુજરાતી. મેં સાંભળ્યું છે કે ગુજરાતીઓને પણ છોકરીઓ હોય છે.'

'ગુસ્સો કરવાથી કાંઈ વળવાનું નથી!' અમ્મા શાંતિથી ઓચર્યાં.

'આ વાતચીતથી પણ ત્યારે શું વળવાનું છે?' નરેન્દ્રે સામો રદિયો આપ્યો.

નરેન્દ્રને હમેશાં નવાઈ લાગતી કે અમ્મા આગળ પોતાના ઉપરનો કાબુ એ કેમ ખોઈ બેસતો હતો. સાધારણ મનુષ્યો ઉપર સરસાઈ ભોગવવાનું એ મહાન હથિયાર 'સંયમ' એણે સાધ્ય કર્યું હતું પણ અમ્મા એક પળમાં એની સાધના તોડાવી શકતાં.

'વીણા સાથે હું લગ્ન કરવાનો છું એટલું બસ નથી?'

'કેવી મૂર્ખાઈ, તું જાણે તો છે કે તારું લગ્ન એ આપણને—આપણા કુટુંબને કેટલો મહત્ત્વનો પ્રસંગ છે.'

નરેન્દ્રની નસેનસમાં અમ્માનો ડર વહ્યા જ કરતો હતો. અમ્માનાં પ્રભાવની અવગણના કરનારું એક જ સાધન હતું. એનો ચીડિયો સ્વભાવ અમ્મા સાથેની જીભાજોડીમાં હમેશાં મહાન થવાથી, એનામાં એક જાતની ચીડ પેદા થતી અને એ સામો થઈ શકતો.

'સાંભળી લ્યો. વીણા વિષે જે હું જાણું છું તે હકીકત તમને કહી દઉં પછી એ વાત ઉકેલવાની જરૂર નથી. પહેલી વાત એ, કે એ સંસ્કારી, અમીર કુટુંબની ગર્ભશ્રીમંત છે.'

'આપણને શ્રીમંતાઈની જરૂર નથી.'

'હું એના પૈસાને નથી પરણતો.'

'તો ઠીક. આગળ ચલાવ.'

'મારા કાગળમાં એનું જે વર્ણન મેં આપ્યું હતું તેના કરતાં હજાર દરજ્જે ચઢિયાતી છે. બાકી તો એ કેવી છે તે તમે જોઈને જ કહેજો.'

'જોવાની છું અને કહેવાની પણ છું.'

'બીજું ખાસ કાંઈ નથી. એ એના કાકા સાથે રહે છે. રાવસાહેબ દેસાઈ....'

'રાવસાહેબ દેસાઈ? ક્યા ખાતામાં હતા?'

'તે મેં એમને પૂછ્યું નથી.' નરેન્દ્રનો તાર પાછો છટક્યો અને એ જાણીને તમારે કામ પણ શું છે? રાવસાહેબનું સમાજમાં શું સ્થાન છે તે તમારે જાણવું હોય તો એટલું કહું કે એ મારા પિતાશ્રીના ઓળખતા હતા.'

'હેં? કયાં? કયારે?'

'બંને જણા વિલાયતમાં સાથે હતા.'

'રાવસાહેબ દેસાઈ–સુબોધ દેસાઈ?'

'તમને પણ યાદ આવ્યા?'

'જરૂર યાદ આવ્યા. મને મળ્યા નથી પણ તારા પિતા એની બહુ વાતો કરતા.'

નરેન્દ્રને નિરાંત વળી. જો કે લગ્નમાં માતાપિતાની સંમતિ લેવી એ જૂના જંગલી વિચારો હતા પણ સંમતિ હોય તો સારું. અને અમ્મા, ખુશાલી તો નહિ જ પણ વિરોધ ન કરે તો

બસ હતું. વળી પિતાશ્રીની ઓળખાણ નીકળી એટલે નરેન્દ્રને મનમાં શ્રદ્ધા બેઠી. વંઠાએલી વાત પાછી સરાડે ચડી ગઈ. ભૂતકાળમાં સંશોધન કરતાં અમ્માએ વિચારશીલ દૃષ્ટિએ યાદ કરવા માંડ્યું.

'સુબોધ દેસાઈ, એ જ કે જેની તારા પિતા ઘણી વાતો કરતા. એ પહેલાં લશ્કરમાં હતો. એ પાના રમવાનો શોખીન હતો. વિલાયતમાં એની આવકનું મૂળ પાનાં જ હતા અને એક દિવસ હાર્યો ત્યારે તારા પિતાને એણે દેવા પેટે ચેક આપ્યો હતો. જે બેન્કે પાછો મોકલ્યો.'

'શું ?' નરેન્દ્રનો અવાજ થરકાઈ ગયો.

'મેં કહ્યું તે ન સાંભળ્યું ? કહેતો હોય તો ફરીથી કહી જાઉં.'

'આમાં કાંઈ ગેરસમજ થતી લાગે છે. કાંઈ જબ્બર ભૂલ છે.'

'જબ્બર ભૂલ ખરી પણ તે તારા પિતાએ કરી તે જ.'

'કોઈ બીજો સુબોધ હશે.'

'જરૂર હશે, કારણ તારા પિતા વિલાયતમાં સેંકડો સુબોધોને ઓળખતા જ હશે.'

વિલાયતના સામાજીક કાયદા પ્રમાણે તમે ગમે તે દેવું ન આપો તે માફ છે પણ પાનાંનું, શરતનું, એટલે કે અવ્યહવારિક દેવું જેને 'Debt of honour' કહે છે એ જો ન અપાય તો સમાજની દૃષ્ટિએ એ વ્યક્તિ અસ્પૃસ્ય થઈ જાય છે. નરેન્દ્ર જકડે ચઢી ગયો.

'ભલે એ સાચું હોય કે ખોટું પણ...'

'તારા પિતાને જૂઠું બોલવાનું કાંઈ કારણ હોય એમ લાગતું નથી.'

'તો એમ રાખો. સાચી વાત હશે તો પણ શું ? મારે ક્યાં રાવસાહેબ સાથે લગ્ન કરવા છે ?'

'તો પણ એમ તો ખરું ને કે એ છોડીનો એકનો એક જીવતો

જાગતો સગો દગાખોર ન હોય તો વધારે સારું ? મને કહેતો ખરો કે તને આ કાકાની ભત્રીજીનો મેળાપ ક્યાં થયો ?'

'મહેરબાની કરીને કાકાનું સગપણ આગળ લાવશો નહિ એનું નામ તો તમે જાણો છો.'

'વારુ, આ વીણાને તું મળ્યો ક્યાં ?'

'ચંદુએ ઓળખાણ કરાવી.'

'હં, તારા અક્કલમંદ મિત્ર ચંદુની ઓળખાણ છે.'

'હા, એ બન્ને બાળમિત્ર છે. પાડોશી હતાં અને નાનપણથી એમના ગામમાં સાથે જ ઉછર્યાં હતાં.'

'તું તો કહેતો હતો ને કે એ તો ગુજરાતી છે ?'

'મેં તો કહ્યું એના પિતા ગુજરાતી હતા. એ બંગાળમાં પરણ્યા અને પછી બંગાળમાં જ વસ્યા. વીણા નાનપણમાં ગુજરાત ગએલી પછી ગઈ નથી.'

'હં...દેસાઈ શિરોમણિ ચંદ્રવદનના આ વીણા ખાસ મિત્ર થાય એ સંબંધ ઘણાને જ હાનિકારક છે એમ તો ખરું ને ?'

નરેન્દ્રે પોતાની આંખમાંનો ગુસ્સો સંતાડવા નીચું જોયું અને કીસને ફેંકી દીધેલી ખાલી દીવાસળીની પેટીને એક લાત લગાવી દીધી.

'અમ્મા, એક વાત તમારા મગજમાં કોણ જાણે ક્યારે ઉતરશે ?'

'કઈ વાત ?'

'કે વીણા સાથે મારે લગ્ન કરવું છે. ખાવું, પીવું ને લુગડાં કરાવીને એને હું રસોઈ કરવા કે વાસણ માંજવા માટે ગોઠવણ નથી કરતો. હું ધારું છું સારા મિત્રોરૂપી ભલામણની એને જરૂર નથી. તે છતાં પણ તમને નથી લાગતું કે એને આજે રાત્રે જમતી વખતે મળ્યા પછી અભિપ્રાય બાંધવો ઠીક પડશે ? મને આ વાદવિવાદ અસ્થાને લાગે છે.'

હવે નરેન્દ્રના ભવાનું મૂળ અમ્માના ભવા ચઢ્યાં.

'નરૂ, આ છોકરીની વાત તારાથી વિવેક રીતે નથી જ થતી એમ લાગે છે. જો તારાથી વીણાની વાત કરતા મારું અપમાન જ કરવું હોય તો તું કહે છે એમજ રાખ. પ્રથમ મિલનની છાપ મારા ઉપર સારી પડે એમ આપણે ઇચ્છીએ કારણ જે માણસની પ્રથમ છાપ મન ઉપર પડે છે તે જલદી ભૂંસાતી નથી.'



## પ્રકરણ ૨ જું

### વીણા

**મગન** દૂર જઈને ઊભો રહ્યો. જમણની એણે બહુ સંભાળથી તૈયારી કરી હતી. પાટલાની ગોઠવણ, રંગોળી, અગરબત્તી, ફૂલ, નેપકીન, પાણી, વગેરે તમામ ઝીણી ઝીણી વિગતો એટલી સફાઈથી અને ભભકાબંધ ગોઠવી હતી કે એને પોતાને જ પોતાની કૃતિની મગરૂરી આવે તો નવાઈ નહિ. મગને એક સર્વગ્રાહી દૃષ્ટિ નાંખી.

'કાંઈજ રહ્યું લાગતું નથી.' એ બબડ્યો.

બારી પાસે જઈ બહાર ડોકિયું કર્યું. રાત પડી ગઈ હતી. આકાશમાં તારાઓ ડોકિયાં કરવા માંડ્યા હતા. શહેરની ધમાલનો ઘોંઘાટ આવ્યા કરતો હતો. એટલામાં મુખ્ય પ્રવેશદ્વારની ઘંટડી વાગી અને બંધ રહ્યાની સાથે ફરીથી વાગી અને થોડી થોડી વારે વાગ્યા જ કરી. વર્તમાનકાળમાં લગભગ દરેક રસ્તે માણસનું ભૂત અને ભવિષ્ય વાંચી શકાય છે. જન્માક્ષર તો છે જ પણ હસ્તાક્ષર, મોંની રેખાઓ, હસ્તરેખાઓ, માથાની ખોપરીના વાળ તળે

ઢંકાએલા દેકાઓ, એ તમામ ઉપરથી માણુસને ઉઘાડા પાડી શકાય છે. એમાં જો આપણે ઘંટડી વગાડવાનો પ્રયોગ પણ દાખલ કરીએ તો એમ કહી શકાય કે આ ઘંટડી વગાડનાર, નિશ્ચયી, મનસ્વી અને તરવરાટથી ભરેલો મનુષ્ય હોવો જોઈએ.

'મગન ?'

ચંદ્રવદને બારણામાંથી વાળ વિખરાએલું માથું બહાર કહાડયું. એ વાળ ઉપર હજી ઘણી મહેનત લેવાયા પછી ભિખારી કાચ જેવા બહાર પડવાનું હતું. એ જ વાળથી એ શ્રીમંત સમાજને સર કરતો.

'જી !'

'કાઈ બેલ વગાડે છે.'

'મેં સાંભળ્યો છે. હું બારણું ખોલવા જ જતો હતો.

'જો અમ્મા હોય તો કહેજે હમણાં આવ્યો.'

'હું ધારું છું કે વીણાબેન છે. આ ઘંટડી એમની છે.'

મગને જઈને બારણું ખોલ્યું. એક યુવાન બાલિકા બહાર ઊભી હતી. સાદી સાડી પહેરી હતી. જેવું બારણું ઉઘાડયું એટલે બિલાડીના બચ્ચાંની જેમ એણે અંદર છલંગ મારી.

'બહુ જ ઠંડી છે. કેમ મગન ?'

'સારું વીણા બેન.' મગનના મોં ઉપર આનંદ દેખાયો.

'હું પહેલી છું કે છેલ્લી ! કે પછી વધારાની છું ?'

મગને એનો ઓવરકોટ લીધો.

'હજી સર નરેન્દ્ર અને એમના માતુશ્રી નથી પધાર્યાં. શેઠ જમવા માટે તૈયાર થાય છે.'

વીણાએ ઓવરકોટ ઉતાર્યો અને મગનને એનું શરીર રૂચ્યું. સંસ્કારી કુટુંબના નોકરોને ખરેખરી કુળવાન વ્યક્તિને પારખવાની નૈસર્ગિક શક્તી હોય છે અને વીણા સંપૂર્ણ રીતે પ્રથમ પંક્તિની હતી. એની ચાલ, એના સુકોમળ શરીરનું હલનચલન, એની સામા

માણસ તરફ જોવાની વાત-કરવાની રીત, એની હડપચીનો ઉઠાવ એ બધાંય ચિહ્નો એની ખાનદાની દેખાડી આપતાં. એના વાળ રેશમ જેવાં સુવાળાં અને ઢીંચણથી પણ નીચે સુધીના લાંબા હતા. એનું મોં લોહીભર્યું ચમકતું હતું અને આંખમાં મસ્તી હતી.

એની આ મસ્તી એનું મુખ્ય આકર્ષણ હતું. આંખો, મોંફાડ, દાંત, બધુંએ સારું હતું. પણ જો કોઈ વીણાને સુંદર કહે તો એ હસતી હતી. સુંદર તો ઠીક પણ દેખાવડી હોવા વિષે પણ એને શંકા હતી. પણ એને જોયા પછી એના તરફ બીજી દૃષ્ટી ન ફેંકી હોય એવા પુરુષો ભાગ્યેજ કોઈ પાક્યા હશે. એનામાં આકર્ષણ હતું. એક અભાગી યુવાને એનું હૈયું એના પગ આગળ ધર્યું અને વીણાએ એના હૃદયને ઉઠાવી પાછું એની જગ્યાએ મૂકી દેવા આજ્ઞા કરી. યુવાને આ એક તરફી એટલે પોતાના તરફનો પ્રેમ જોઈને હૈયું પાછું ઠેકાણે લગાવી દીધું ખરું પણ વીણા વિસરાઈ નહિ. સાંજે એના મિત્ર સાથે એ હૃદયને શાંત પાડવા નહિ જેવો સોડા લઈને પારસી પેગ ચડાવતો હતો ત્યારે એણે વીણા ખાતર હૃદયનું ઑપરેશન શું કામ કર્યું તેનું કારણ આપવા ફાંફાં માર્યાં.

'જોને, એનામાં ખાસ શું છે તે કાંઈ સમજ નથી પડતી પણ એનામાં કાંઈક એવું છે કે આપણને લાગે કે, આપણા જ માટે એને કાંઈ ખાસ લાગણી છે, એટલે કે બીજા કરતાં આપણામાં વધારે લક્ષ આપે છે. જરા સમજવું મુશ્કેલ છે પણ સમજાવવું એટલું જ મુશ્કેલ છે.'

આ ભાઈ એમના મિત્રોમાં ખાસ અક્કલ માટે નામાંકિત ન હતા પણ વીણાના આકર્ષણની વ્યાખ્યાનું રહસ્ય એમણે બરાબર પકડ્યું હતું. જિંદગીના તમામ ક્ષેત્રમાં એને રસ પડતો. પછી લશ્કર હોય કે લંગડું કૂતરૂં હોય. એનામાં જીવ હતો. એનામાં લાગણી હતી. જાણે કોઈ તમે મહત્વની વ્યક્તિ હો એમ એ તમારી

વાત સાંભળતી. આ બધા આકર્ષણોની અવગણના તો કોઈ પાષાણ હૃદયનો પુરુષ જ કરી શકે. પણ સ્ત્રીઓ અને ખાસ કરીને 'અમ્મા'ના ઘરની સ્ત્રીઓ વીણાની અવગણના તો શું પણ તિરસ્કાર સુદ્ધાં સહેલાઈથી કરી શકતી.

'પેલા એદીને જરા બોલાવી આવ.' ચંદ્રવદનને સંબોધીને વીણાએ વાત શરૂ કરી.

'એને કહે કે આવીને મારી સાથે વાત કરે. તાપણી ક્યાં છે? મારે ત્યાં લપાઈને તાપવું છે.'

'બેન, ડ્રોઈંગરૂમમાં તાપણી સરસ સળગે છે.'

વીણાએ દાખલ થતાં વેંત એ ઓરડાની ગોઠવણીના વખાણ કરવા માંડ્યા અને મગનની દૃષ્ટિએ વીણાની કિંમત વધતી જ ચાલી. આ ઓરડા માટે મગને ખાસ મહેનત લીધી હતી. ઓરડો ચોખ્ખો ચંદન જેવો હતો અને તમામ છબીઓ ઘણી જ સરસ રીતે ગોઠવી હતી. વધારે નહિ તેમ ઓછી પણ નહિ. કેટલાક લોકોને છબીઓથી ભીંતો ભરી દેવાની ટેવ હોય છે ત્યારે ક્યાંક ભીંતો તદ્દન કોરી જ હોય છે. કેટલી, કેવડી અને ક્યાં છબીઓ રાખવી કે ટાંગવી જોઈએ એ પણ એક કલા છે. સામે વીણાની છબી હતી. 'મગન, તારું કામ તો અજબ છે. ઊંઘ આવી જાય એવી કરામત તું કરે છે.' વીણા તાપવા બેઠી અને વિચારવા લાગી: 'પુરુષો શું કામ પરણતા હશે? આ બધું સુખ શું કામ હાથે કરીને ગુમાવતા હશે?'

'તમને ગમ્યું એટલે મારી ગોઠવણ સફળ થઈ. તમને આરામ મળે એટલા જ માટે મેં ફેરફાર કર્યો હતો. શેઠ આવતા લાગે છે.'

'બીજા બધા પણ આવે તો સારું હું તો ભૂખે મરી ચાલી. આજે રસોઈમાં તો કહેવાપણું હોય જ શું?'

'ઘરમાંથી મહેનત કરવામાં કાંઈ મણા નથી રાખી.'

'તે તો ખાત્રી જ હતી—કેમ ચંદુ ?'

ચંદ્રવદન વાળ સમારતો દાખલ થયો. વાળનું ભૂલું કહેવું—ગમે ત્યારે વચ્ચેથી નીકળી પડે. આવા ત્રાસ જિંદગીમાં ક્યાં થોડા છે ?

'બદીશ નહિ' વીણાએ વાર્યો. 'બહુજ સુંદર લાગે છે અને તને ખાનગીમાં જો કહું તો મારા હૃદયને એ વાળ હચમચાવી રહ્યા છે. જમણ પૂરું થતાં સુધી આ સેંથીની અસર તળે દબાઈ જવાનો મને ડર છે. ચંદુ, સગાઈ થયેલી કુંવારીકાનું મન આકર્ષવું એ પાપ છે હોં.'

ચંદુએ એક છેલ્લી વખત હાથ ફેરવી લીધો.

'કેમ વીણા કાંઈ જ નથી આવ્યું ?'

'આ સુંદરી તાપણી પાસે બેઠી છે તે આવી છે. પણ વખતે મારી વિસાત જ નહિ હોય.'

'વીણા એમ હોય ?'

'ન જ હોય ? અને વળી તને ચકરાવવા આજે ખાસ નવી સાડી પહેરી લાવી છું ત્યારે વળી એમ કદી હોય ? આને સ્વપ્ન-સાડી કહે છે. એટલે કે આ સાડી જોઈ તમામ સ્ત્રીઓ આવી સાડી પહેરવાના સ્વપ્ના સેવે છે. તને કેવી લાગે છે ?'

ચંદ્રવદન એની સાથે બેઠો અને પહેરવેશનો પ્રોફેસર હોઈ એણે ધ્યાનથી સાડી તપાસી. જાતે કપડાંનો શોખીન અને ઘણો જ ચોક્કસ હોઈ બીજાના કપડામાં ખાસ કરીને સ્ત્રીઓમાં કાંઈ ઝમક એ તરતજ પારખી શકતો.

'વટ છે, બસ વટ જ છે બીજું કાંઈ કહેવાનું નથી. જાણે મોસાળ ખાવાનું ને મા પીરસનારી. તું તદ્દન ઇચ્છરીબસ દેખાય છે.'

'ઇચ્છરીબસ એટલે ?'

'તે તો ખબર નથી પણ...'

'સમજી ગઈ. ચંદુ આખી જિંદગી મેં ઇઝ્ઝરીબસ દેખાવા મહેનત કરી છે. પણ આજ સુધી કોઈ દહાડો ફાવી નથી.'

'જંગલનો જાદુગર' ચંદુ બોલી ઊઠયો. ખુશાલીના આવેશમાં અલંકાર ઉપર ઉતરી પડયો.

'વીણા—આ તારામાં કાંઈ છે. તું જાણે પેલો શબ્દ કયો—જાણે કે જોને તારા હાડકાં એટલાં ઝીણાં છે!'

'અરે રામ—હું ધારું છું તેમ તું વખાણ ખાતર કહે છે. પણ કેવું ભયંકર લાગે છે?'

'હું કહું છું કે તું નાજુક છે.'

'એ જરા ઠીક છે.'

'જાણે દેહ પારોસની હોય એટલી દેખાય છે એટલે કે તું જાણે પારિજાતકનું પુષ્પ—જાણે અપ્સરાઓની રાજકન્યા—હેત્તારીની.'

'ચંદ્રવદન—ચંદુ આ લો વકતવ્ય. ચંદુ તને ખબર તો છે ને કે મારો કોલ અપાઇ ચૂકયો છે અને મારા હૃદય ઉપર બીજાની માલિકી છે. મારે તને ચેતાવવો જોઈએ કારણ તારી ભાષા અને ઉત્સાહ મને લગ્ન સુધી લઈ જાય એવાં છે.'

ચંદુએ ચશ્મા સાફ કરવા માંડયા. લગ્નની વાત આવી એટલે એના હસમુખા ચહેરા ઉપર ગાંભિર્યનું વાદળ ફરી વળ્યું. વીણા ઉપર એણે એક તીવ્ર અને પિતૃપ્રેમ ભરી દષ્ટિ ફેંકી.

'જો મને યાદ આવ્યું વીણા, મારે તારી સાથે આ લગ્ન અને એવી તેવી થોડી બીજી બાબતો ઉપર જરા વાત કરવાની છે. પેલો 'સંસારનો શાપ' આવે તે પહેલાં તું મને એકલી મળી એ બહુ સારૂં થયું.'

'શાપ? સંસારનો શાપ? એટલે કોણ નરેન્દ્રની માતુશ્રી? અમ્મા?'

'શાપ છે–ખરું કહું છું.' ચંદુએ દૃઢતાથી કહ્યું. 'એ અપશુકનિયું મનુષ્ય છે એમાં તો શંકા જ નથી. મને તો પનોતી જ દેખાય છે. એની સાથે શું વાત કરવી તે જ મને સૂઝતું નથી.'

'તો એને કાંઈ કોરડા પૂછને?'

"આ મશ્કરીની વાત નથી.' ચંદુએ વાત પકડી રાખી. એના ભોળા મોં ઉપર ગાંભિર્યનો ભાર લદાયો હતો: 'બને ત્યાં સુધી ટેરી જા. આજે સ્ટેશને એને મળવું હતું ને! હજી તારી કસોટીનું તને ભાન નથી.'

'ચંદુ. મને કમકમા આવે છે. શી કસોટી છે?'

'વાત આમ છે. નરેન્દ્ર તો જાણે દેવ જેવો છે.'

'એ તો હું જાણું છું.' વીણાએ ચંદુના હાથ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. નરેન્દ્ર તરફની ચંદુની વફાદારી એ જાણતી હતી.

'એના જેવું કોઈ જ નથી.'

'પણ...' ચંદુએ વાક્ય ચાલુ રાખ્યું. એ માવડિયો છે એ તને ખબર છે?'

વીણાને જરા ચીડની લાગણી થવા માંડી.

'ચંદુ, આમ ન બોલ. એના જેવો માણસ માવડિયો કેવી રીતે હોય?'

'માવડિયો એટલે કે હજી એના ઉપર અમ્માની ધાક છે. એમ. સમજી?'

'જરાપણ નહિ.'

'એટલે કે જો અમ્મા એને તારી વિરૂદ્ધ ભરમાવે કે ભમાવે તો જરા પ્રેમગીત બેસૂરું થઈ જાય એમ.'

વીણાએ દાંત કચકચાવ્યા. એના આનંદી સ્વભાવની સપાટી તળે એનો છૂપાયલો જલદ સ્વભાવ તરી આવ્યો. એક પળમાં એ ઠંડી અને દુ:ખી થઈ ગઈ. મન મનાવવા બહુ મથી કે ચંદુ તો એક

ઉકઝુડિયો છે. જેના બોલવામાં ટંગધડો હોતો જ નથી. પણ મન માને એમ ન હતું. એને ભવિષ્યમાં વાદળાં દેખાયાં તે વિખેરી ન શકી. એના પ્રેમ સંગીતમાં એક જ બેસૂરું તાન હતું તે નરેન્દ્ર ઉપર એનું માનું દબાણ. જે નરેન્દ્ર ઉપર એ ફિદા હતી તે નરેન્દ્ર તો એક મરદ આદમી જેને બીજાની ટીકા કે સંમતિની દરકાર ન હોય એવો હતો પણ અમ્માની બાબતમાં એનું વલણ ટીકાપાત્ર હતું. એણે ઘણી વખત મન માર્યું હતું કે એના દેવમાં આ લાંછન નથી પણ જ્યારે ચંદુ જેવા એના ભક્તે પણ એ જ સૂર કાઢ્યા ત્યારે એનો સંશય પાકો થવા માંડ્યો. એ છેડાઈ અને સ્ત્રી સ્વભાવ અનુસાર એણે પોતાનો ગુસ્સો જે નજદીક હોય તેની ઉપર કાઢ્યો. એ ચંદુની સામે આવીને ઊભી રહી.

'ચંદુ, તને પેલો બંકીમ યાદ છે? એક દહાડો તેં અને બંકીમે મને છેડી હતી ત્યારે મેં તમારા બંને ઉપર પાણીનો ધોધ છોડીને તમને તરબોળ કરી મૂક્યા હતા તે સાંભરે છે? કારણ તો હું ભૂલી ગઈ છું, પણ ગુન્હાની શિક્ષા કર્યાનું મને યાદ છે. માટે ધ્યાન રાખજે કે જો તું અમ્મા અને તેના દીકરાની આજ પ્રમાણે વાત કરીશ તો હું તારા માથા ઉપર ઠંડા પાણીનું માટલું ઢોળીશ. અમ્મા એને મારી વિરુદ્ધ કરી મૂકે? શું બોલે છે? તારા મનથી પ્રેમ એટલે કાંઈ પાણીનો નળ છે કે ચાવી ફેરવે એટલે બંધ થઈ જાય: મા હોય તો પણ શું? અમારી વચ્ચે મા પણ આવી શકે એ કદી બને ખરું? મારે તો મા નથી, પણ ધાર કે દરબાર કાકા મારી વિરુદ્ધ બોલે અને નરેન્દ્રને ચેતવે.'

વીણાનો ગુસ્સો એકદમ અદૃશ્ય થઈ ગયો. આ વીણાની વિશિષ્ટતા હતી. એક ક્ષણ અગ્નિના તણખા અને એ તણખામાંથી કાંઈ હાસ્યપ્રસંગ યાદ આવ્યો કે આનંદની પ્રતિમા. રાવસાહેબ સુબોધ જેને એ દરબારકાકા કહેતી એ વળી કોઈને ચેતવણી આપવાની

તરદી લે એ દશ્યે એનો ગુસ્સો ઉડી ગયો. આનંદી, આળસુ, એશઆરામી દરબારકાકા, આટલી બધી તકલીફ ઉઠાવે અને દોડાદોડ કરે એ વિચારે એને હસવું આવ્યું. રીંગણાના ભરત જેવો થઈ ગયેલો ચંદુ જરા ટટાર થયો.

'વીણા, તું તો તદ્દન જૂની સોડાવોટરની બાટલી જેવી છે. કઈ બાજુએ ગબડશે તેની સમજણ ન પડે.'

'પણ તું આવું ચીડ ચડે એવું બોલો ત્યારે બીજું શું થાય!'

'મારો ઈરાદો શુદ્ધ હતો મી. વેણીરામ.'

'એ જ મારી નાંખે છે ને! તારો ઈરાદો હમેશા પરમાર્થી હોય છે. તું દુનિયામાં પરમાર્થ કરવા બહાર પડે છે એટલે લોકો નાસભાગ કરી પોલીસનું સંરક્ષણ માગે છે. એ મહાન લેડી ગિરીશચંદ્રને મારામાં શી ખોડખાંપણ જડશે? મારી પાસે ધન છે અને હું ઉચ્ચ સંસ્કારી સમાજની યુવતીઓમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવું છું. આ મારો અંગત અભિપ્રાય નથી પણ મેં મારી સગાઈ થયાના સમાચાર વાંચ્યા તે વર્તમાનપત્રમાં મારે માટે આવું અને બીજું ઘણું લખ્યું હતું. લેખક 'સમાજનો સરવૈયો' હતો. એક છબી હતી તેની નીચે મારું નામ હતું. એ છબી મારી જાણીતી છે. મારા પિતાને મરણ સમયે તેમાં સમ્રાટના રાજ્યાભિષેકમાં પણ એ જ છબી હતી. પેપરે ચડ્યા પછી મારા વિષે હવે બીજું શું કહેવાનું હોય? જ્યારે 'અમ્મા' એ વાંચ્યું હશે ત્યારે મસુરીના મેદાનમાં એમણે આનંદનો કેકારવ કર્યો હશે અને કવિત ગાયાં હશે.'

'હશે–હા–હે–હશે' ચંદુનું મોઢું પાછું ઉતરી ગયું. 'જરૂર. એમજ હશે.'

વીણાએ એની સામે સખ્તાઈભરી નજર નાંખી.

'ચંદુ, તું મારાથી કાંઈ છૂપાવે છે. શું હું ઉચ્ચ સમાજની આકર્ષક સુંદરી નથી? ન હોવાનું કારણ દેખાડ એટલે હું તારી

ભૂલ દેખાડું. મારું મુખ વાંધાભર્યું છે કે મારી રીતભાત, કે મરોડદાર શરીર ?

એક હતી બંગાળી બાળા,
તે કરતી'તી ચૈન ચાળા.
તેની થઈ ગઈ સગાઈ,
ઘેર આવ્યો જમાઈ.
એની શકલ જેવી પરખી,
તેવી બાળા તુરત ભરખી.
આ તો માણસ કે ભૂંડ,
જમાઈ થઈ ગયા ઠુંઠ.
અમે ભૂંડ કેમ દેખાયા ?
મારું મોઢું ભૂંડ કે કાયા ?

બોલ, મારું મોઢું ભૂંડ કે કાયા ?'

'એ તો બંને અકસીર છે.'

'તો પણ તને ડર છે કે અમ્માની આંખે હું અપૂર્ણ દેખાઈશ ? વર્તમાનપત્રની સાથે અમ્માનો અભિપ્રાય ન મળવાનું કંઈ કારણ ?'

ચંદ્રવદન જરા ખમચાયો.

'બોલી નાખ.'

'વાત મૂળ આમ છે. જો યાદ રાખજે કે એ સેતાની ચરખાને હું નાનપણથી ઓળખું છું.'

'ચંદ્રવદન દેસાઈ, આ વિશેષણો ક્યાંથી શીખ્યા ? મારી પાસેથી તો નહિ જ.'

'હૈયે છે તે હોઠે આવે છે. મેં તને કહ્યુંને કે છેક નાનપણથી હું એમને ઓળખું છું અને કંઈ બાબતમાં એ શાહુડી સીસોળિયાં

છોડે છે તે મને બરાબર ખબર છે. એ આપણે...પેલી છે...એટલે કે ઘણાં જૂનાં વિચારનાં છે અને તું નાદાન છોકરી એકદમ જ આવેશમાં આવી જાય છે. મનમાં આવ્યું એટલે કહ્યું અને તરત જ કર્યું છે.'

'પણ મનમાં આવ્યા વગર કહેવાયે કેમ અને કરાય પણ કેમ ?'

ચંદ્રવદનને આ મશ્કરીની વાત ન હતી. એ ખરા મનથી કહેતો હતો.

'મારો કહેવાનો અર્થ તું બરોબર સમજે છે. તું આપણી ઉચ્ચ જાતિને અણછાજતું બોલે છે અને અણધાર્યું કરે છે. એટલે કે લાગણીવશ થઈ જાય છે.'

'મેં એવું શું કર્યું છે જેમાં સખી–સહચરણી પણ જરાએ ખોડ કાઢી શકે ?'

'લે ને, હું જ તને કહું મેં આંખે જોયેલી વાત. જ્યારે પેલી ગાડી રસ્તાના કાદવમાં ફસડાઈ પડી હતી ત્યારે બીજા માણસો ભેગી તું પણ ધકેલવા મંડી પડી. જો કે એ કાંઇ તારો ગુનો ન કહેવાય.'

'ન જ કહેવાવો જોઈએ. બિચારો ઘોડો એની શક્તિ ઉપરાંત મહેનત કરતો હતો પણ જરાક વાંધો આવી જતો હતો, એટલે મેં એની મજૂરીને ટેકો આપ્યો.'

'એ બધી વાત ખરી–એ તો ભલું કામ કહેવાય પણ એ કૃત્ય અમ્માને ગમ્યું હોત કે નહિ તેનો પ્રશ્ન છે. બીજું કે નોકરવર્ગ સાથે તારે ઘણુંખરું મિત્રાચારી હોય છે.'

'અકડદાસ ચંદ્રવદન દેસાઈ! આપ એકદમ 'રાય' ન થશો. 'રંક' ઉપર દયા રાખો.'

ચંદ્રવદનને માઠું લાગ્યું.

'હું અકડદાસ હતો ય નહિ અને છું પણ નહિ. હું અને મગન એકલા હોઇએ છીએ ત્યારે મિત્રો જેમ વાતો કરીએ છીએ. પણ હું આવો સરળ સ્વભાવનો હોવા છતાં ફીપોમાં તારી જેમ વેઇટરને એના સંધીવા વિષે પૂછતો નથી.'

'તને કોઈ દહાડો 'વા' આવ્યો હતો?'

'ના.'

'તો સમજ. એનું દર્દ તીખું છે. તે રાજા અને રંકને સરખું જ દર્દ કરે છે. નોકરને વધારે કરે કારણ એ બિચારાને આખો દહાડો ઢીંચણ વાળવા પડે છે એટલે એમની દયા તો આવેજ ને?'

'પણ એ લોકોને વા આવ્યો છે એ તને ખબર ક્યાંથી પડે છે?'

'એ લોકોને પૂછી જોવાથી.'

'તો વીણા, મહેરબાની કરી આજે જમતી વખતે તને કાંઈ એવી ધૂન આવે તો દાબી દેજે. દાખલા તરીકે જ્યારે મગન અમ્માને પીરસતો હોય ત્યારે એને સણકા કરે છે તેની ખબર પૂછીશ નહિ.'

વીણા ઊભી થઈ ગઈ.

'હું ક્યારની વિચાર કરતી હતી કે કાંઈ રહી જાય છે. આ ટાઢમાં હું તાપણી પાસે આવીને લપાઈ ગઈ એટલે તદ્દન ભૂલી ગઈ. મગનને લાગ્યું હશે કે હું પણ અમીરાઇમાં પડી અને લૂખી થઈ ગઈ. મગન—ઓ—મગન!'

'જી બેન.'

'હું તો પૂછવું જ ભૂલી ગઈ. સણકાનું કેમ છે? આ ટાઢમાં દર્દ વધ્યું નથી ને?'

'ઘણું સારું છે બેન, તમારા આશીર્વાદ છે ને!'

'મેં કહ્યું હતું તે લગાડયું હતું?'

'જી હા. એનાથી જ ઠીક થવા માંડયું છે.'

'ત્યારે ફાવ્યો.'

વીણા પાછી અંદર આવી.

'ચંદુ, એને સણકાનું દરદ ઓછું છે.'

વીણા આમતેમ ફરવા લાગી. એનું મન અસ્થિર થવા માંડયું. દિલરુબા લઈને વગાડવા લાગી.

'હવે તો આવે એટલે પતી જાય.'

'હું ધારું છું આવવાં જ જોઇએ.'

'અમ્મા પણ ખરાં છે. ફક્ત મને જોવા માટે કયાંથી ને કયાંથી દોડતાં આવી લાગ્યાં. હું પણ જરા નર્વસ થઈ જાઉં તો કાંઈ આશ્ચર્ય નહિ.'

ચંદુનાં ચશ્માં પડી ગયાં.

'વીણા, તું નર્વસ?'

'ચોક્કસ. ગભરાટ તો થાયજને? મારી જગ્યાએ તું હોય અને તારી સાસુ તને નિરખવા અને પારખવા સેંકડો ગાઉથી આવી હોય તો તને કેવું થાય?'

'મને તો એ ખ્યાલ જ ન આવ્યો.'

'ચંદુ, હું શું કામ કયારની બોલ બોલ કરું છું? મેં શા માટે તને કારણ વગરનો કરડી ખાધો? કારણ અમ્માની મેઇલ કરતાં મારું હૃદય વધારે ઝડપથી ચાલે છે.'

'પણ તારા ચહેરા ઉપર તો કાંઈ જ જણાતું નથી.'

'ના–કારણ હું એક સામાજિક યોદ્ધો થવા માગું છું. મને દરબાર કાકા હંમેશાં કહેતા, કે વીણા તું શૂરવીર યોદ્ધાની બાળ આવૃત્તિ છે. જ્યારે હું દશ વર્ષની હતી ત્યારે મારો દાંત ખેંચાવા લઈ ગયા હતા ત્યારે મારા કાનમાં કહેતા કે, 'વીણા બહાદુર બન–

બાળયોધ્ધા થઈ જા.' અને હું થઈ પણ હતી; પણ આ લોકો જો વહેલા નહિ આવે તો મારું શૌર્ય ઓસરી જશે. આ રાહ જોવી અસહ્ય છે. ચંદુ, ધાર કે અમ્માને હું નાપસંદ પડી તો? જોયું ને તેં અમ્માની વાતો કરી મને કેવી ભડકાવી મૂકી!'

'મેં એમ ક્યાં કહ્યું છે કે તું નહિ ગમે? મેં તો તને ચેતવણી આપી કે સંભાળીને આગળ પગલું ભરજે.'

'મારો અંતરાત્મા કહે છે કે એ મને નાપસંદ જ કરશે. મારું ધૈર્ય અને હિંમત વીખરવા માંડયાં છે!'

વીણાએ બારીએ ડોકિયું કર્યું.

'આ તો જંગલી રિવાજો છે, નહિ? આવા પ્રસંગો તો હાસ્ય પુસ્તકોમાં કે નાટકમાં જ શોભે. તને પેલું ગાયન યાદ છે? એમાં બરાબર મારો જ કિસ્સો છે.'

વીણાને હસવું આવ્યું. ગાયન યાદ કર્યું.

'મને ગાયન બરાબર યાદ નથી, પણ આમજ કાંઈક છે:

વહુજી તે સાસરે આવીયાં રે લોલ.
સાસુ સસરાને પાય લાગીયાં રે લોલ.
સાસુજી વહુને બાટક્યાં રે લોલ.
વાતુંચિતુંમાં ખૂબ ઝાટક્યાં રે લોલ.
વેણમાં સાસુજી ન ખાટી ગયાં રે લોલ.
વહુનું સુણી ડોળા ફાટી ગયા રે લોલ.
માથુ ધૂણાવી સાસુ બોલીયાં રે લોલ.
'મારો દીકરો છે નરૂ ભોળીઓ રે લોલ.
મારું કુટુંબ મેં ભલું કેળવ્યું રે લોલ.
નરૂનું જીવતર ત્હેં ધૂળ મેળવ્યું રે લોલ.

ચંદુ આપણને જરા મન બહેલાવવાની જરૂર છે. ચાલ સાથે ગાવા માંડ—

વહુજી તે સાસરે આવીયાં રે લોલ.

'આવીયાં રે લોલ' ચંદુએ ગાયું. ચંદુને આ ગાયન આવડતું હતું અને કલબમાં ઘણીવાર લગ્નવિરોધી ચર્ચાઓમાં એ ગાઈ બતાવતો હતો. એને અભિમાન હતું કે આ ગાયનમાંથી એ જે રસ પેદા કરે છે તે કોઈ ભાગ્યે જ કરી શકતું હશે. એણે વીણાને સંપૂર્ણ સહાય આપી.

સાસુ સસરાને પાય લાગીયાં રે લોલ.
'પાય લાગીયાં રે લોલ'

ગાયન આગળ ચાલ્યું. વીણા ઊભી થઈને ઝોકથી ત્રણ તાળીનો ગરબો લેવા માંડી. અને ગામડાંના ગરબાની જેમ બંને બાજુ કૂદવા લાગી. ચંદુ પણ ઉશ્કેરાઈ ગયો અને સામો જવાબ વાળવા લાગ્યો. વીણાને આ ગાયનથી લાગ્યું કે એનો ડર હાસ્યપદ હતો. આવું તો આવા ગાયનોમાં હસવા માટે જ બને. ગાઈને મનનો ભાર હળવો કરવા એણે પૂરેપૂરું ઝુકાવ્યું.

મારું કુટુંબ મેં ભલું કેળવ્યું રે લોલ.
'ભલું કેળવ્યું રે લોલ'
નરનું જીવતર તેં ધુળ મેળવ્યું રે લોલ.'

'ચંદુ, આ અમ્મા આવ્યાં છે.' નરેન્દ્રનો પાછળથી અવાજ આવ્યો. ચંદુની તાળી છૂટી જ રહી ગઈ પણ શબ્દો ન રોકાણાં.

'જીવતર ધૂળ મેળવ્યું રે લોલ' ડચકાં ખાતાં ચંદુથી બોલાઈ ગયું.

એકદમ ભયંકર શાંતિ પ્રસરી રહી પણ મગને બધાંને વધાવી લીધાં.

'જમણ તૈયાર છે.' મગન બોલ્યો.

*

જેટલાં મનુષ્યો નાટક જોવા જાય છે તે દરેકને સંસારનાં દુઃખોનું દમન ચાલુ જ હોય છે. સુખની શોધ માટે નાટક જોવા જાય છે. વળી સાંસારિક દુઃખો ઉપરાંત, સામાજિક દુઃખનો સમૂહ પણ એમના ઉપર તૂટી પડેલો હોય છે. આવા દુઃખથી દબાયલા જનસમૂહનું એ ત્રણ કલાક સુધી મનરંજન કરવું એ અશક્ય કાર્ય લાગે છે અને નાટકકાર આ કૃત્ય સરળતાથી કેવી રીતે બતાવી જાય છે એ આશ્ચર્યજનક છે. પણ આ 'અગ્નિપરીક્ષા'ના લેખકને શ્રોતાજનોમાંના ત્રણને આનંદ ઉપજાવવો લગભગ અશક્ય જ હતું.

ચંદ્રવદનનું જમણ કોઈ રીતે સફળ થયેલું કહી શકાય જ નહિ. જમણ પછી થીએટર સુધી મોટરની જે મુસાફરી કરી તેનું વર્ણન ઈતિહાસ તપાસતાં એકજ જગ્યાએ મળી આવે છે. નેપોલિયન જ્યારે મોસ્કોથી પાછો ફર્યો અથવા હીટલરના ઘોડા જ્યારે સ્ટેલીનગ્રાડથી નાઠાં તેમ ચંદ્રવદનની જમણ–પાર્ટીની મનોદશા બીજી રીતે વર્ણવી શકાય તેમ નથી, પણ આ મોટરમાં જે શાંતિ હતી તે આ ઐતિહાસિક પીછેહઠમાં નહિ જ હોય.

આ મંડળીમાં સુખી માણસ ચંદ્રવદન જ હતો કારણ એની થીએટરમાંની સીટ આ આનંદી ? કુટુંબીજનોથી એકદમ દૂર હતી. આ દુનિયામાં જેમ તણખા ઊંચે ઊડે છે તેમ મનુષ્ય દુઃખ માટે જ જન્મે છે. એ જિંદગીનું મૂળ તત્ત્વ હોવા છતાં આ જીવનમાં કેટલાક મામૂલી પ્રસંગોમાં પણ સુખ મળે છે. એક કાળા વાદળમાં ઝબકતી વીજળી છે. 'અમ્મા'થી એકદમ દૂર બેસવાની સગવડ ચંદ્રવદનને મળી હતી તેથી તેનો આત્મા પ્રફુલ્લિત થવા માંડ્યો હતો. જો કોઈએ તે વખતે ચંદ્રવદનને સુખની વ્યાખ્યા પૂછી હોત તો તે તરત જ કહેત કે નાટકમાં અમ્માની નજર ન પડે એટલે દૂર બેસવું એ સ્વર્ગીય સુખ!

ત્રીજી ઘંટડી થઈ. સંસ્કાર સમાજનું નાટક હોવાથી થીએટર ચિકાર હતું. સમાજની નામના સારી હતી. શહેરનો કેળવાયલો,

સંસ્કારી, શ્રીમંત સમાજ નાટક જોવા ઊલટયો હતો. રંગભૂમિ ઉપર બત્તીઓ થઈ અને પડદો ઊઘડયો. વીણા ખુરશીમાં ગોઠવાઈ. અંધારામાં એણે નરેન્દ્રનો હાથ શોધી કહાડયો અને જેવો નરેન્દ્રે પકડી લીધો એટલે એણે આનંદથી આંખો મીંચી દીધી. એનું જગત તેજસ્વી બની ગયું.

નાટક શરૂ થયું. થોડાઘણા વિવેચકો સિવાય બાકીના લોક તો આનંદ કરવા જ આવ્યા હતા. નાટક સારું જાય એજ આશા સેવતા હતા.

શરૂઆતમાં જ નાટકની જમાવટ થઈ જાય છે. લોક સળવળવા માંડયું. નાટક માથે પડશે એવાં ચિહ્નો લાગવા માંડયાં. સંસ્કાર-સમાજ જે નાટકો ભજવતી તે તમામમાં જ્ઞાન સાથે ગમ્મત રહેતી. જ્ઞાન કરતાં ગમ્મત વધારે. એટલે સંસારવ્યવહારનો ભાર હળવો કરવા લોક એનાં નાટકો જોવા ઉભરાઈ જતું. શિષ્ટ વાણી, વિચાર અને હાસ્યરસ પ્રાધાન્યવાળાં નાટકો ભજવવાથી 'સંસ્કાર-સમાજ'ની નામના જામી ગઈ હતી. પણ દરેક મનોરંજન લેખકો અને કલાકારોને એક મહાન અભિલાષા હોય છે. એમના અંતરમાં એક અડગ શ્રદ્ધા હોય છે કે જેટલી સહેલાઈથી એ લોકને હસાવી શકે છે, તેટલીજ સફળતાથી એ રડાવી પણ શકશે. આંસુઓથી બચવા લોક અહીં આવ્યું ત્યારે 'સંસ્કાર-સમાજે' દગો દીધો. હાસ્યરસને પ્રધાનપદ આપનારા એક લેખકે આંસુઢાળ નાટક લખ્યું. અને ગમ્મતથી મનોરંજન કરનારા કલાકારોએ એ ભજવવાનું માથે લીધું. આ નાટકથી લોકોને આશ્ચર્યચકિત કરી નાંખવાની બંને પક્ષોને ખાત્રી હતી તે સાચી જ પડી. લોકો આશ્ચર્યથી જોઈ રહ્યા. વાતાવરણ ઘેરું બનતું ગયું અને તેની અસર કલાકારો ઉપર થતી ગઈ. અજાણ્યો વિષય અને શ્રોતાજનો તરફથી ઉત્સાહના અભાવે કલાકારો મંદ થવા લાગ્યા. 'સંસ્કાર-સમાજ'ના મિત્રોએ પણ તાળીઓ પાડવી બંધ કરી. વીણાએ નરેન્દ્રને કાનમાં પૂછ્યું :

'કેમ લાગે છે?'

નરેન્દ્રનો ગુસ્સાનો અવાજ આવ્યો.

'બિલકુલ આફત છે.'

આટલું કરીને 'અમ્મા'ને એના પાડોશી વચ્ચે વાતચીત થતી હતી તેમાં ભાગ લેવા એ તરફ ગયો. વીણા એકલી પડી. એની જોડેની ખુરશી ઉપર એક ગૃહસ્થ બેઠો હતો તે એને ધારી ધારીને જોતો હોય એમ એને લાગ્યું. જરા ભારે કાયાનો માણસ લાગ્યો. હસમુખો ચહેરો અને વાંકડિયા વાળ હતા. લગભગ નરેન્દ્રની જ ઉંમરનો તે લાગતો હતો. વીણાને ચહેરો સાદો પણ આકર્ષક લાગ્યો. મરદાનગીભર્યો લાગ્યો. એની આંખોમાં આવકાર હતો. આનંદ હતો, મસ્તી પણ હતી.

એટલામાં ચંદ્રવદનનું મોઢું વચ્ચે ટપકી પડયું. મહામહેનતે ચંદ્રવદન અમ્માની નજર ચુકાવી આસ્તે આસ્તે અહીં સુધી પહોંચ્યો અને વીણા પાછળ એક ખાલી ખુરશી ઉપર બેસી ગયો. ટિકિટો એણે લીધી હતી એટલે આ નાટકની જવાબદારી એના ઉપર હોય એમ એને લાગ્યું. અને આવું નમાલું નાટક જોવા લઈ આવ્યા બદલ એને દિલગીરી થઈ. મહાન ગુનો કર્યો હોય એમ ઓશિયાળો થઈ ગયો.

'આ મારો જ વાંક છે' વીણા!' એણે પશ્ચાત્તાપભર્યા અવાજે કહેવા માંડયું. 'તમને લોકોને હું જ આફતમાં તાણી લાવ્યો. મને એમ થાય છે આના કરતાં બીજે ગમે તે જગ્યાએ સારું જોવા મળી શકત. મેં મારી જાતને ખૂબ ઉઘડી લીધી. પણ આ 'સંસ્કાર-સમાજ' આવું કરે તે શી ખબર પડે! દરેક વખતે એનાં નાટક મસાલેદાર હોય છે. આ શું કામ ભજવતા હશે! એની છાલ પણ સડેલી છે.'

વીણાનો પાડોશી હસ્યો.

' આનો લેખક ગાંડાની ઈસ્પિતાલમાંથી છટક્યો લાગે છે અને પકડાય તે પહેલાં આ ભજવવા પોતાના પૈસા હોમી દીધા હશે. '

સારા, સંસ્કારી, શ્રીમંત અને અમીરી લોહીના વારસને એક ચીજ હંમેશાં આકરી લાગે છે. તે કોઈ અજાણ્યા પુરુષે વાતની વચ્ચે પોતાનો સૂર પૂર્યો. ચંદ્રવદનની સામાજિક મર્યાદા ઘવાઈ. કબરમાંથી અવાજ આવ્યો હોત તો પણ એ આટલો ન ચમકત. સમાજની ટોચે ફરતા ગોળામાં આવું ન બનતું જોઈએ એવી એની કેળવણી હોવાથી આ માન્યતા દૃઢ થઈ ચૂકી હતી. ધરતીકંપ થયો હોય, કે વહાણ ડૂબતું હોય અથવા તો કયામતને દહાડે આવી છૂટ લઈ શકાય. પણ તે સિવાય તો નહિ જ. કોઈ વખતે દિવાસળી માગવા લોક આવું કૃત્ય કરતા એણે જોએલા. પણ ચંદ્રવદન ગૃહસ્થ હતો એટલે કોઈનું અપમાન કરવું એને અશક્ય હતું. નાઠા સિવાય માર્ગ ન હતો.

' હં–હા–એમજ–' એ બબડ્યો. ' ત્યારે વીણા હું પધારું છું. પછીથી હળીશું અને મળીશું. '

ચંદ્રવદન સરકી ગયો. વીણાએ આડકતરી રીતે નરેન્દ્ર તરફ નજર નાખી. એ તો વાતોમાં મસ્ગૂલ હતો. ચંદ્રવદનની જેમ વીણાને અજાણ્યા સાથે વાત કરવાનો બાધ નહોતો નડતો.

' તમે એને ભડકાવી મૂક્યો. ' એના ગાલમાં હસવાના ખાડા પડ્યા.

' હા, ચંદુ બિલકુલ મહાત થઈ ગયો. '

' ચંદુ ? '

' એ ચંદ્રવદન દેસાઈ જ હતો ને ? મારી ભૂલ તો ન જ થાય. '

'પણ તમે એને ઓળખો છો? એ તમને ઓળખતો હોય એમ ન લાગ્યું.'

'એ જ જિંદગીના કરુણ પ્રસંગો છે. એ મને ભૂલી ગયો. મારો બાળમિત્ર.'

'તમે સાથે ભણ્યા હશો.'

'ના, અમારી નિશાળો તો જુદી હતી. અમે તો માત્ર રજાઓમાં જ મળતા. અમે પાડોશી હતા.'

'પાડોશી?' વીણા ટટ્ટાર થઈ ગઈ. એના અવાજમાં આશ્ચર્ય અને ઉત્સાહ આવ્યો.

'પણ હું યે એની પાડોશી હતી. એ નાનો હતો ત્યારથી ઓળખું છું. ત્યારે તો આપણે મળ્યાં હોઈશું?'

'હોઈશું નહિ મળ્યાં હતાં જ.'

વીણાએ કપાળમાં કરચલી પાડવા માંડી. એની આંખો ઓળખીતી હતી, પણ યાદદાસ્તે સહાય ન આપી.

'હું તો ઓળખી નથી શકતી.'

'કાંઈ હરકત નહિ. એ કાંઈ સુખી સ્મરણો નથી.'

'એટલે?'

'ભૂતકાળમાં જ્યારે હું વિચરું છું ત્યારે મને માલૂમ પડે છે કે હું અણમાનીતો હોઈશ. મારા માતાપિતા માટે ખરેખરું સન્માન તો એજ છે કે એમણે મને મોટો થવા દીધો. મને દુધ પીતો કરી દઈને સુખી થવાની એમની તીવ્ર ઈચ્છા એમણે કેવી રીતે દાબી હશે એ આશ્ચર્યજનક છે. ઘરમાં હું એક ગુમડારૂપ હતો. મારામાં એક જ ગુણ હતો તે એ કે હું તમારો પૂજક હતો.'

'હેં! શું?'

'ખરી વાત છે. એ વખતે તમને આ વાત જણાઈ નહિ

હોય, કારણ મારી લાગણી દેખાડવાના મારા રસ્તા ન્યારા હતા. પણ રખડેલ યુવાવસ્થાની ગાથામાં તમેજ એક તેજસ્વી પ્રકરણ હતાં.'

ફરીથી વીણાએ યાદ કરવા પ્રયત્ન કર્યો પણ યાદ ન જ આવ્યું. પાડોશીએ પ્રશ્ન કર્યો.

'કાંઈ જ સ્મરણ-પડઘા પડતા નથી ?'

'આ તો બહુજ સંતાપની વાત કહેવાય. ભૂલી કેમ જવાતું હશે ! તમે ચિરંજીવ તો નહિ.'

'નહિ જ-નથી જ-અને હતો પણ નહિ.'

વળી વીણાએ ભૂતકાળના બાળમિત્રોમાં ઘૂમવા માંડયું.

'તો તમે નલીન-પેલો નલીન મજમુદાર.'

'મારું અભિમાન ઘવાય છે એ નલીન નખશીખ રેશમી અસ્ત્રીવાળાં કપડાં પહેરી, વાળમાં ફુલેલ નાખી ને ડાઘ પડવાની બીકે રમતો ન હતો તે ભૂલી ગયાં ! મારી ઝળકતી જિંદગીમાં એવો નબળો પ્રસંગ એકે નથી.'

'તમે મને તમારું નામ કહો તો મને યાદ આવે ખરું.'

'કોણ જાણે હું જ તમારું નામ ભૂલી ગયો છું ને, એટલે કે તમારું આડનામ. તમારું નામ તો વીણા છે એ તે ભુલાય ? ભાષામાં એ એકજ શબ્દ મને સુંદર લાગ્યો છે. તમે જરાએ બદલાયાં નથી. ચંદુ યે બદલાયો નથી. ફક્ત ચારે બાજુ વધ્યો છે. તે વખતે ચશ્મા નહોતો પહેરતો પણ મૂળથી જ એનું મોઢું ચશ્મા પહેરવાજ સરજાયું હતું. અને હું કેટલો બદલાઈ ગયો કે તમે મને ઓળખી પણ ન શકયાં. મને જિંદગીનો કેટલો ઘસારો પહોંચ્યો હશે ! મને લાગે છે કે હું જ એકલો ઘરડો થઈ ગયો પણ એ તો આ નાટક જોયાની પણ અસર હોઈ શકે.'

'આ નાટક પણ આફત છે નહિ ?'

'આફતથી પણ ભયંકર છે. પ્રમાણિકપણે જોતાં, આફતની ક્ષિતિજની પેલી પાર જાય છે.' ચંદુએ એનું બરાબર ધ્યાન આપ્યું. મહાન વિવેચક છે.'

'મને લાગે છે આનાથી ખરાબ નાટક મેં પણ નથી જોયું.'

'તમે બીજાં કયાં નાટક જોયાં છે તે મને ખબર નથી. તે છતાં પણ આ વિષયમાં તમે સત્ય જ કહ્યું છે.'

'વખતે બીજો અંક સારો હશે.' આશાવાદી વીણાએ કહ્યું.

'પહેલાંથી પણ ખરાબ છે. હું ભવિષ્યવેત્તા નથી પણ હું ન જાણું તો કોણ જાણે. મારે તો ઊભા થઈને લોકની માફી માંગવી જોઈએ.'

'પણ હેં? એટલે કે?'

વીણાના મોં ઉપર લોહી ચઢી આવ્યું. એના મનમાં એક મહાન શંકા ઊભી થઈ.

'વાત એમ છે–' પાડોશીએ ચાલું રાખ્યું કે 'જો હું માફી માગવા ઊભો થાઉં તો મને શ્રોતાજનો ન રહેવા દે. મને જો કે અત્યારે તો અંધકાર જ દેખાય છે પણ આગળ ઉપર જિંદગીમાં થોડા સુખના પ્રસંગો પણ હશે જેને માટે મારે જીવવું ફરજિયાત છે. અકાળ મૃત્યુ મને પસંદ પણ નથી. જંગલી અંત અને વળી મારે શું? ભલે લોક રિબાય. શું કામ આવ્યાં? કયાં મેં તેમને બોલાવ્યાં હતાં!'

વીણાએ વચ્ચે બોલવા ઘણાં ફાંફાં માર્યાં. એને બહુ જ લાગી આવ્યું.

'તમે આના લેખક છો?'

'હા–તમે જે કંપતા અવાજે પૂછ્યું તે સત્ય છે. પણ જો મને ઉઘાડો ન પાડો તો હું ગુનો કબૂલ કરું છું. હું જ લેખક.'

'અરે–અરે–માફ કરજો, હું બહુ જ દિલગીર છું.'

'મારા જેટલાં તો નહિ જ, હો.'

'એમ નહિ–હું જે બોલી...'

'તેમાં શું? મારું અજાણ્યું તમે શું કહ્યું છે? લો, આ બીજો અંક શરૂ થાય છે. મને માફ કરજો. નાટકના છેલ્લા શ્વાસ વખતે હું હાજર નહિ રહી શકું. તમારે જો નાટકથી બચવું હોય તો મારું નામ યાદ કરવાની કોશિશ કરજો.'

લેખક ગયો. વીણાએ નરેન્દ્રનો કોટ તાણ્યો.

'કેમ? શું થયું?'

'અરે મેં તો બાફ્યું તો બાફ્યું પણ બાળી જ નાંખ્યું.'

'પણ શું બાફ્યું?'

'આ નાટકના લેખકને મેં હમણાં જ કહ્યું, 'આના કરતાં ખરાબ નાટક હોઈ શકે જ નહિ.'

'ઠીક કર્યું, કોઈએ કહેવાની જરૂર જ હતી.'

નરેન્દ્ર પાછો વાતચીતમાં જોડાવા ફર્યો અને વિચાર આવ્યો.

'વીણા?'

'શું છે?'

'એ કોણ હતો? તું એને ઓળખે છે?'

'જરાએ નહિ–એનું નામ પણ જાણતી નથી.'

'નામ તો આ ચોપડીમાં છાપ્યું છે...તે તો તદ્દન અજાણ્યું પણ વીણા!' નરેન્દ્રના અવાજમાં જરા અણગમાના સૂર આવ્યા.

'મેં તને કેટલી વાર કહ્યું છે કે અજાણ્યા પુરુષો સાથે તારે વાતચીત ન કરવી. કોણ હોય કે કોણ નહિ એની શી ખાત્રી?'

'પણ...'

'પણ શું? અને જ્યારે અમ્મા હોય ત્યારે તો બહુ જ સંભાળવું જોઈએ.'

પડદો ઊપડ્યો. એની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. એની એક કુટેવ કદી ન ગઈ. એના ખાસ માણસો જ્યારે એને ઠપકો આપતાં ત્યારે એને બહુ જ દુ:ખ થતું. મા-બાપ વગરની હોઈ એ સમાજ સામે મહોરો કરીને આનંદ કરતી પણ એનાં જે બેચાર સગાં કે મિત્રો જે એને બહુજ વહાલાં હતાં તેના તરફથી અમસ્તો કડવો બોલ પણ એની આંખમાં આંસુ લાવી દેતો. એના પિતાના બોલની એના ઉપર આમ જ અસર થતી અને હવે નરેન્દ્રે એ સ્થાન લીધું હતું.

પણ નરેન્દ્રને આ સમજણ પાડવાનો વખત જ ન મળ્યો. અને મળ્યો હોત તો શી સમજણ પાડત? બાળપણના મિત્ર સાથે વાત ન થાય? પણ એનું નામ તો યાદ નથી અને એની ચોપડીમાં લખેલું નામ તો તદ્દન જ અજાણ્યું હતું.

આ વિચારમાં બીજા અંકનો મોટો ભાગ ચાલ્યો ગયો. થીએ-ટરમાં અણગમાનો સળવળાટ શરૂ થયો હતો. સમાપ્ત સુધી કેવી રીતે વખત ગાળવો તેની વિમાસણમાં લોકો પડ્યા હતા. રિપોર્ટરો કડક ટીકાનાં વાક્યો ગોઠવતા હતા. પણ જે કોઈ ભવિષ્યવેત્તા થાય છે એ જરૂર ખત્તા ખાય છે. થીએટરમાં એક પણ વ્યક્તિ એવી નહિ હોય જેણે છેલ્લા અંકનો પડદો પડ્યા સુધીનો સમય માંદગી જેવો નહિ માની લીધો હોય. પણ બીજી પળે શું થશે તે ઈશ્વર સિવાય કોણ જાણી શકે છે? આગળ સોફામાં બેઠેલા શ્રીમંતોનાં નાક ઊંચાં થવા માંડ્યાં. વાસ વધતી ગઈ. વાસ પાછળ વાસનું મૂળ પણ દેખાયું ને બૂમ સંભળાઈ.

'આગ.'

રંગભૂમિ ઉપર મુખ્ય પાત્રે ધુમાડાનો ગોટ જોયો અને જે હીરાઈને માટે એ જાન આપવા અને અગ્નિમાંથી બચાવવાનું ભાષણ કરતો હતો તેને છોડીને 'હીરા' નાઠો. 'પડદા પાછળ–પાણી લાવો–સીડી લાવો'ની બૂમો પડવા લાગી.

આગ–આગ–આગ.

વીણાની પાડોશમાંથી શાંત અવાજ સંભળાયો.

'નાટકની ખાસ જરૂરિયાત પૂરી પડી. નાટક જોઈને હૈયાં ઉછળવાં જોઈએ તે હવે ઉછળ્યાં.'



# પ્રકરણ ૩ જું

## બિપીન

હાલના વિજ્ઞાનગ્રસ્ત જમાનામાં દરેક મોટા થીએટરમાં આવવા જવાના દરવાજા ઉપર ઝળકતા અક્ષરે માર્ગદર્શક લખેલું હોય છે. વળી અકસ્માતો માટે ખાસ ગોઠવણ કરવામાં આવેલી હોય છે. આગ ઉપર ખાસ ધ્યાન અપાયેલું હોય છે અને ઈજનેરોએ દરેક માલિકને ઠસાવેલું હોય છે કે ગમે તેવી આગમાં ઉભરાયેલું થીએટર પણ ત્રણ મિનિટમાં ખાલી કરી શકાશે. આમ છતાં પણ લોકોમાં ગભરાટનો અભાવ ન દેખાયો. રંગભૂમિ ઉપર એસ્બેસ્ટોસનો પડદો પાડી દીધો. પણ લોકને કાંઈ શ્રદ્ધા ન આવી.

કારણ એસ્બેસ્ટોસના પડદા ઉપર એવાં કલામય ચિત્રો અને રંગ કર્યાં હોય છે કે એનો આગ રોકે એવો દેખાવ કદી જ નથી હોતો. ઉચ્ચ વર્ગ હોવાથી બહુ બીચડાબીચડી ન થઈ. પુરુષો સ્ત્રીઓને સહાય કરવામાં રોકાયા એટલામાં એક જબ્બર ધુમાડાનો ગોટ આવ્યો અને એ ગોટમાં અબળાનો ખ્યાલ ઊડી ગયો. પડાપડી થવા માંડી.

વીણાનો કોઈએ હાથ પકડ્યો.

'એ ભીડમાં તો કચડાઈ જવાશે. કાંઈ ભય નથી. નાટક બંધ છે.'

વીણાને ગભરાટ તો હતો જ. પણ સ્વાભિમાને એ ગભરાટ દાબી રાખ્યો હતો. એણે ફીકકું હસીને જવાબ વાળ્યો:

'તો પણ બહાર નીકળવાનું તો મન થાય છે.'

'હું પણ એ જ કહેવાનો હતો. આપણે આપણાં ખાનગી દરવાજેથી ફરતાં ફરતાં નીકળી શકીશું.'

વીણાએ પાછળ જોયું તો નરેન્દ્ર અને અમ્મા ભીડમાં ધક્કામુક્કીમાં અદૃશ્ય થઈ ગયાં હતાં. એક ક્ષણ એને ઓછું આવ્યું. નરેન્દ્રે એની સામે પણ ન જોયું. પણ ધુમાડાના ગોટાએ એને પાડોશી પાછળ ધકેલી દીધી. બંને રંગભૂમિ તરફ જ ગયાં અને આગનો ભડકો એમને આવકાર આપવા ધસી આવ્યો.

'કાંઈ જ ભય નથી. એ તો ભસે છે, કરડશે નહિ. અને આ જ રસ્તો ટૂંકામાં ટૂંકો છે.'

રંગભૂમિ ઉપર તો ઘણો જ ઘોંઘાટ અને ધમાલ હતાં. ચારે બાજુ બત્તીઓ ઝળકી ઊઠી. અને બહારનું લોક જરા શાંત થયું.

બંને ચાલી નીકળ્યા અને કલાકારોના ખાનગી દરવાજે આવ્યાં. ત્યાં એક પઠાણે રોક્યા.

'માલિક ક્યાં છે?'

'સરકી ગયા.' કોઈએ જવાબ દીધો.

લેખક વીણાના કાનમાં સમાચાર કહ્યા.

'ઈશ્વરની અકળ લીલા છે. બીજા અંકને છેડે અગ્નિમાંથી માલિક જાન બચાવી નાસી છૂટે છે તેટલો ભાગ આબેહુબ ભજવાયો.'

પઠાણે ફરિયાદ કરી.

'આગની શી બૂમ પડી છે?'

'આગ? વીણા, આગ વિષે કાંઈ સાંભળ્યું?'

'અહીં તો બધા આગ આગ કરતા દોડી ગયાં.'

'એમ? તેં કહ્યું ત્યારે હવે મને યાદ આવ્યું. આગની વાત સત્ય છે. અને તમે અહીં એની શોધ કરવા ઊભા રહેશો તો તમને એ જરૂર મળશે અને ભેટશે. પેલા વિશ્વકર્માની શાખામણ માની છક્કોપંજો માપી જાઓ.'

પઠાણ હઠ્યો નહિ.

'એ નાટક પૂરું થએ અહીં તાળું મારીને જવાની મારી નોકરી છે. હજી બે કલાકની વાર છે.'

લેખકની મુખમુદ્રા વિચારગ્રસ્ત થઈ.

'એ વાંધો ખરો. પણ પ્રાતઃસ્નાન કરવા ઘેર નહીં જાઓ તો અહીંઆં તમારું અગ્નિસ્નાન થઈ જશે. તમારે કોને તાળું મારવું છે?'

'થીએટરને.'

'બે કલાક પછી બંધ કરવા થીએટર જ નહિ હોય.'

બન્ને બહાર આવ્યાં.

'વીણા, તારે આ આગ જોવી છે?'

'ના, જોઈને ધરાઈ ગઈ છું.'

વીણાને કમકમા આવ્યાં. ધાર્યા કરતાં તે વધારે ધ્રૂજી ઊઠી હતી.

'ચાલો, સમય તો રોતી સુરત પસાર ન થયો કહેવાય. શરૂઆત ઠંડી ખરી પણ પછીથી તો વાતાવરણ ગરમ થયું કહી શકાય. જરા નદી ઉપર ચક્કર લગાવીશું. સંસ્કાર સમાજને અગ્નિપરીક્ષા નામ પસંદ નહોતું પણ કોણ કહેશે કે એ સચોટ સત્ય નહોતું ?'

જતાં જતાં બંને જણે પાછળ નજર નાખી.

'વાહ, કદર કરવા લાયક ભડકા છે. થીએટરની અંદર જઈને જે આનંદ ખોયો તે બહારથી મળ્યો.'

'આ હોલવી શકાશે ખરું ?'

'સ્વપ્ને નહિ. ચારે બાજુથી લાગ્યું છે. તું પેલી બગીચાની પાણીની પાઈપ નથી રાખતી ?'

વીણા રસ્તામાં જ ઊભી રહી. એની આંખોમાં ઓળખાણ આવવા માંડયું.

'પાણીની પાઈપ–પેલી કેન્વાસની ?'

'કેમ યાદ નથી ? મને યાદ છે. એ પાણીના ધોધથી હજી હું પલળું છું.'

મનુષ્યની યાદદાસ્ત હંમેશાં દગાખોર હોય છે. પણ જ્યારે જાગે છે ત્યારે વીજળી વેગે ફરી વળે છે. નદીનો કાંઠો સુંદર બગીચો બની ગયો. શિયાળાનો ઉનાળો થઈ ગયો. વીણાએ એનું મોઢું તાકીને જોવા માંડયું. લેખકના મોં ઉપર સ્મિત રમ્યા કર્યું. વીણાને એ સ્મિત યાદ આવ્યું. અત્યારે જે આનંદદાયક હાસ્ય લાગતું હતું તે જ હાસ્ય આના જ મોઢાં ઉપર વર્ષો પહેલાં દ્વેષી અને મશ્કરીરૂપ દેખાતું હતું. તે વખતે વીણાને હંમેશાં સંશય રહેતો કે એ એનો ઉપહાસ કરે છે અને બાર વર્ષની ઉંમરે પણ કોઈ એને હસે તે વીણાને અસહ્ય હતું.

'તમે–તું બિપીન તો નહિ ? બિપીન મુનશી.'

'હવે યાદ આવ્યું ખરું ?"

'પણ ચોપડીમાં તો કાંઈ બીજું જ નામ છે.'

'એ તો ચાલાકી. છેતરપિંડી, મારું નામ બિપીન અને મને તમારું આડનામ યાદ આવ્યું વીણા દેસાઈ. હાં દેસાઈ. પણ હજી દેસાઈજ છો કે ?'

વીણાએ પ્રશ્ન પણ ન સાંભળ્યો. એ વિચારમાં પડી ગઈ. નાનપણનો બિપીન મોટો થયે મળે એ સ્વાભાવિક હતું પણ એને કાંઈ જાદુગરના ખેલ જેવું લાગ્યું. વધારે આશ્ચર્યજનક તો એ હતું કે જે છોકરો નાનપણમાં ખાસ ધિક્કારપાત્ર હતો તેજ મોટો થયે આકર્ષક બની ગયો. નાનપણમાં વીણાએ ઘણાએ ગુના કર્યા હશે પણ આ બિપીન ઉપર ધોધ છોડનો એ તો એને હંમેશાં શુભ કાર્ય જ લાગ્યું હતું. અને અત્યારે તો નિર્વિવાદ વાત હતી કે પ્રથમ દ્રષ્ટિએ જ એ વીણાને ગમ્યો હતો. અજાણ્યાઓ સાથે એ ઓળખાણ તો બહુ જ જલદી કરી શકતી પણ અજાણ્યા તરફ આવી મિત્રની લાગણી એને કદી થઈ નહોતી. અણગમાને ઠેકાણે આકર્ષણ થયું એ અજાયબ હતું. ઠંડી ખૂબ હતી. ચારે બાજુ દૃશ્ય નિરુત્સાહી હતું.

'ઠંડી બહુ છે ખરું ?'

'જરા છે ખરી.'

'ચાલો જરા ફરીએ.'

બિપીન સાથે એ પણ મોટી થઈજ હશે. બાળપણ હંમેશ માટે ગયું. એ જરા મૂંગી થઈ ગઈ. બિપીન જોયા કરતો હતો.

'મારી ભૂલ થાય ત્યાં રોકજો.' બિપીને વીણાના વિચારો વાંચવા માંડયાં. પણ તમે ઠંડીથી થીજવા માંડયા છો. મને જ્યારે માનસિક વ્યથા થાય છે ત્યારે અહીં આવું છું. પણ કડકડતી ટાઢમાં અહીં આવવું એ વ્યથા વધારવાનો ઉપચાર છે ખરું ? આ આપણો

મિલાપ ઉજવવા જઈએ તે યોગ્ય ન ગણાય ?' વીણાએ તાળી પાડી.

'રોશની–નાચ–ગાન.'

'અને ખોરાક–તમારા જેવા વાયુભક્ષીને એ સુધારો પસંદ ભલે ન પડે પણ હું તો નમ્યો જ નથી.'

'અરેરે—પણ કેમ ?'

'જરા ગભરાટ.'

'અરે હાં. એ તો હું ભૂલી જ ગઈ. બિપીન–' વીણા ખમચાઈ 'મારે તમને મિસ્ટર મુનશી કહેવું જોઈએ પણ નાનપણ ગયા પછી પણ મેં મનમાં બિપીન જ કહ્યું છે.' 'અને એ જ ચાલુ રાખ, વીણા, આપણું કાંઈ નવીન ઓળખાણ નથી. મારી પાસે હાલમાં 'સારી રીતભાત'નું પુસ્તક નથી પણ મનુષ્યના વાંસામાં દસ મણ પાણીનો ધોધ છંટાયા પછી જો ઓળખાણ થઈ ન કહેવાય તો ક્યારે કહેવાય! તું શું કહેતી હતી ?'

'તું ચંદુને શું કહેતો હતો ? કોઈ ગાંડા માણસે પોતાના પૈસા રોકયા હશે ?'

'ખરી વાત. બધું જ ખર્ચ મેં જ આપ્યું છે.'

'પણ શું કામ...? ચાલ જવા દે. હું શું પૂછવું હતું તે ભૂલી ગઈ.'

'શા માટે મેં પૈસા નાખ્યા એમને ? લાગે છે તો વિચિત્ર, પણ તે સિવાય આ નાટક ભજવે કોણ ? લોકોને હસવાના સિનાર્યો લખી મને આકાંક્ષા થઈ કે કાલિદાસ કે શેકસપિયરની જેમ હું પણ એક અજોડ નાટક લખી અમર થઈ જાઉં. મારા મને—આકાંક્ષી માનસે મને ભંભેર્યો અને મેં માન્યું. હું શું જાણું કે એ આકાંક્ષી માનસ મારી મશ્કરી કરતું હતું. ?'

'પણ—બહુ ગુમાવ્યું ?'

'સિનેમાના શબ્દોમાં જિંદગીની કમાણીનું બલિદાન કર્યું'. સંઘરેલી દોલતને દિવાસળી મૂકી સળગાવી દીધી અને ભડકો તો તેં પણ જોયો. કોઈ જૂનો નોકર જેણે મને ખોળામાં રમાડ્યો હોય તે આ વખતે વ્હારે ધાય અને એની જિંદગીની કમાણી પોતાના નાના શેઠને અર્પણ કરે એ અશક્ય છે; કારણ મુંબઈના નોકરોમાં આ જાતની માંગણી અજાણી છે. મારું જે કામ કરે છે તે ડોશીને જો વાત કરું તો પોલીસને જ બોલાવે. એક સંતોષ છે. લક્ષ્મી ખોઈ પણ અનુભવ મળ્યો અને સમાજ કહે છે અનુભવ અણમોલ છે, બાકી 'ફ્રીપો'નું બિલ આપવા જેટલું બચ્યું છે માટે ચાલ.'

ફ્રીપોમાં એક ખૂણાનું ટેબલ પસંદ કરી બંને બેઠાં.

'વીણા, હું જરા ખોરાક પસંદગીમાં વધારે ધ્યાન આપું તો માફ કરજે. તને જોયા પછી મારી ભૂખ એક વખત ઊઘડી છે.'

વીણાનું મન પ્રફુલ્લિત થવા માંડ્યું. આજ બિપીન, લાગ આવે એના વાળ તાણતો, પણ આ માયાળુ માણસ નાની છોકરીના વાળ તાણતો હશે ખરો? લાગતો તો નહોતો.

'બિપીન નાનપણમાં પણ તું ખાઉધરો તો હતો જ. મારા હાથમાંથી તું હલવો પડાવીને નાઠો હતો ત્યારે મને ઘણો જ ગુસ્સો ચઢ્યો હતો.'

'એ તને યાદ છે?' બિપીનના મોં ઉપર આનંદ અને સ્મિત સિવાય ખેદ જેવું કાંઈ દેખાતું ન હતું. 'મને પણ યાદ છે. ખીસામાં ગીલોલ, લખોટિયો, થોડી દોરી અને ખાલી ખોખાં સાથે હલવાનો પણ શંભુમેળો જામ્યો હતો. તે વખતે મારું ખિસ્સું અક્ષયપાત્ર હતું. હવે નિરાંતે આપણે નાનપણ ઉકેલીએ.'

'હજી મને ખાત્રી તો થવા દે કે તું જ બિપિન બદલાઈ ગયો છે.'

'સુધર્યો કે બગડયો?'

'સુધર્યો—અણધાર્યો સુધર્યો. નાનપણમાં તો તું તિરસ્કરણીય બાળક હતો. મને તારો બહુજ ડર લાગતો. તું મને ક્યાંથી બીવડાવીશ તેની મને બીક રહ્યા જ કરતી. એક વખત જંગલીની જેમ બૂમો પાડી મને માઈલો સુધી દોડાવી હતી.'

'એ તો મારો માનસિક ગભરાટ દેખાડવા માટે જ મેં તને હમણાં નહોતું કહ્યું કે હું તારો પૂજારી હતો? જરા ચીસો પાડી હશે તે શરમની મારી તારે માટેની મારી ભક્તિ ગુપ્ત રાખવા.'

'તો એમાં તું સફળ થયો. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવ્યો.' બિપીને નિસાસો નાંખ્યો.

'આનું નામ જીવન.' મેં મારો પ્રેમ જાહેર કર્યો પણ ફૂલમાં કીડાની જેમ...'

'કીડાની વાત કરતો હોય તો તેં એક કીડો ફ્રોકની અંદર મારી પીઠમાં નાખ્યો હતો.

'એ ન માનું.' બિપીને ગભરાટનો ડોળ કર્યો. 'બધી વાત સાચી. ચીસ પાડી હશે, પણ મારી ગૃહસ્થાઈ મેં નહિ છોડી હોય.'

'છોડી જ હતી. બગીચામાં જ સખત ઝાપટું પડયું હતું અને...'

'યાદ આવ્યું. એ તો ગેરસમજ થઈ હતી. મારે કીડાનું વધારે કામ ન હતું એટલે મારા મનથી તને આપું.'

'આવું તો કર્યા જ કરતો. એક દહાડો બગીચાના ફુવારા ઉપર મને ઉંધી ટીંગાડી હતી ને ડરાવતો હતો કે અંદર ફેંકી દઉં. એમાં ખાસ તો એ નીચતા હતી કે જો હું તને લાત મારું તો હું જ પાણીમાં પડું.'

'પણ સારા નશીબે દરબારકાકા આવી લાગ્યા અને હું બચી ગઈ.'

'એ તને નશીબ લાગ્યું કેમ?' વાત તો ખરી—તારી દ્રષ્ટિએ સારું નશીબ ગણાય. પણ મારો અભિપ્રાય જરા જુદો હતો. તારા કાકાના હાથમાં નેતરની સોટી હતી. આવા શિયાળાની ઠંડીમાં વાગતાં ચમચમી ઊઠે છે. તારા કાકા કેમ છે? મજામાં છે?'

'હમેશાં મજામાં જ રહે છે. એવા જ હજી આળસુ છે. હમણાં કાંઈ કામે બહારગામ ગયા છે.'

'મને ખાસ આળસુ તો નહોતા લાગ્યા. વિદ્યુત ઝડપ જેવો મને તો એમનો હાથ લાગ્યો હતો. પણ અમારો અકાળ મિલાપ થયો હશે. લે, આ ખોરાક આવ્યો. થોડો સમય જવાબ ન આપું અને વચ્ચે વચ્ચે સાંભળું પણ નહિ તો માફ કરજે. ખરું મરદાઈનું કામ મારી આગળ આવીને ખડું થયું છે.'

'અને જમ્યા પછી ખીસામાં આઇસક્રીમ લઈ જવો છે?'

'ના—ના, હમણાં હું સાદો થઈ ગયો છું. સોડાવોટર થોડું ભરી જઈશ.'

'બિપીન માટે વીણાને માન વધતું ગયું. જે હસતે મોંઢે ગુમાવી શકે તેને માટે વીણાને બહુ માન હતું. જાતે કદી હિંમત હારતી નહિ. એની વાતચીત અને વર્તનમાં એની આર્થિક ખોટ વિષે અણસારો પણ નહોતો કર્યો. કેટલું નુકશાન થયું હશે? પેટ ઉપર હાથ ફેરવી બિપીને પ્લેટો ખસેડી.

'અનાકર્ષક દશ્ય પણ આવશ્યક, ખોરાક એ કાંઈ અલૌકિક વસ્તુ છે. હવે હું ગમે તે વિષય ઉપર અક્કલહોંશિયારીથી વાતચીત કરવા શક્તિમાન છું. બોલ, પૂછ, શરમાવાનું કારણ નથી.'

'તારી જ વાત કર.'

'એ સહુથી ઉચ્ચતમ વિષય છે પણ મારી હીરા જેવી જિંદ-

ગીના કયા ખેલ તારે જાણવા છે? મારે વિષે મારી પાસે વાતોના અખૂટ ભંડાર છે. મને મુંબઈમાં બધા જ મિત્રો એજ કહે છે.'

'મુંબઈ–હજી મુંબઈ જ રહે છે?

'હા–આ નાટક કરવા જ અહીં આવ્યો હતો.'

'તો મુંબઈમાં કેમ ન કર્યું?'

'ત્યાં ઓળખીતાઓની સંખ્યા વિશેષ હોવાથી. ત્યાંના લોક વખતે મારું આ જાતનું લખાણ ન આવકારે. મારું નામ વાંચી હસવા માંડે. એ નીચી પંક્તિના સાધારણ મનુષ્યો છે અને આવું લખાણ જોઈને મારો કદી કેડો ન છોડે; એટલે મેં અજાણ્યા સમૂહ આગળ અખતરો અજમાવ્યો તે આખરે લાભકારક નીવડયો.'

'લાભકારક?'

'હાસ્તો...તું મળીને!'

'પણ મુંબઈ કેમ ગયો?'

'હું મૂળ ગુજરાતી તેથી. મારા પિતા ગુજરી ગયા પછી અહીં હડધૂત થયો. છેવટે તારા પિતાએ મને મુંબઈમાં નોકરી અપાવી ત્યારે ઠેકાણું પડયું.'

'મારા પિતાએ?'

'ઘણાજ પરોપકારી. મારું નાનપણ તો એમને યાદ પણ નહિ હોય અને હશે તો કાંઈ વગોવવા જેવા કિસ્સા જ યાદ હશે. પણ સગા છોકરા જેટલી મને મદદ કરી.'

'શો સ્વભાવ!' મીઠા અવાજે વીણાએ ટહુકો પુરાવ્યો.

'એ તો એક દેવના દીધેલ હતા.'

'હજી નોકરી છે '

'ના–મને બધાએ કહ્યું કે સિનેમાનાં ગાયનો અને સંવાદો

ઉપર મારો સારો કાબૂ છે એટલે એ તરફ વળ્યો. એક વાર્તાનો લેખક મને મળ્યો અને મેં એનાં ગાયનો અને સંવાદો લખ્યાં. એક સિનેમામાલિકને પસંદ આવ્યાં ને ગાડું ચાલ્યું. પછી મેં બેચાર મડદાલ ફિલમોને સજીવન કરી આપી. મારો મિત્ર પરણ્યો એટલે અમે છૂટા થયા.'

'તમે પરણ્યા છો?'

'ના.'

'મારી યાદગીરીને વફાદાર રહ્યા?'

'હતો જ.'

'તે ક્યાં સુધી ચાલશે?' વીણાએ દિલગીરી દર્શાવી. એક દિવસ કોઈ સારી ગુજરાતી છોકરી તમને ગમી જશે અને તમે એને તમારું વહાલ દેખાડવા, વાળ તાણશો, લૂગડામાં કીડા નાખશો અથવા જે તમે કાંઈ લાગણી દેખાડવાના નવીન રસ્તા શોધ્યા હશે તે અજમાવીને...શું આમ ધારીને જોયા કરો છો?'

'કાંઈ નહિ પણ તારી પાછળ કોઈ બુઢ્ઢી પૂતળા જેવી અક્કડ બની ગઈ છે અને તારી પીઠ ઉપર અવારનવાર ઝેરીલી નજર ફેંક્યાં જ કરે છે.'

'બુઢ્ઢી?'

'હા-પણ આંખમાં તિરસ્કાર જુવાન છે. સ્વાભાવિક રીતે પાછળ જોજે.' વીણાએ જોયું અને ઝાટકાથી મોઢું ફેરવી લીધું.

'ઓ મારે!' એનાથી બોલાઈ ગયું.

'શું થયું? કોણ છે? ઓળખાણવાળા છે? નહોતું મળવું ને મળાઈ ગયું?'

'એ તો નરેન્દ્ર અને એની અમ્મા.'

'નરેન્દ્ર?'

'હા, નરેન્દ્ર ટાગોર. જેની સાથે મારું લગ્ન થવાનું છે.'

બિપીનનું મોઢું ગંભીર થઈ ગયું.

'જેની સાથે મારું લગ્ન થવાનું છે તે ! સમજ્યો ?'

વીણાના સુખી માનસમાં ઉદ્વેગ ઉત્પન્ન થયો. બિપીનના સાથમાં એ તમામ વસ્તુસ્થિતિ વિસરી ગઈ હતી. સુખશાંતિવાળી ઘડીઓ જતી હતી. તેમાંથી જીવને પલટો ખાધો અને સમય કટોકટીવાળો બની ગયો.

'હવે હું શું કરું ?'

'એ કોણ નરેન્દ્ર ? સર નરેન્દ્ર તો નહિ ? જેનું નામ રોજ પેપરમાં વાંચીએ છીએ ?'

'એજ. ધારાસભાનો સભ્ય છે. અને બીજું ઘણું લફરું છે.'

'એ જરૂર છેડાશે.'

'શા માટે ? બાળમિત્ર સાથે ચા પીવી એ ગુનો છે ?'

'ના, પણ...'

'દેખાવડો છે. લે આ કાફી આવી.'

'મારે નથી પીવી.'

'પણ આટલા ખાતર શું કામ પિડાય છે ? લે સિગારેટ પી.'

'કોઈ દહાડો પીધી હતી ?'

'એમ કહેને છોડી દીધી. યાદ છે તારા પિતાની ચિરૂટ લઈને આપણે પેલી ઘાસની ગંજી પાછળ ભરાયેલાં. મારું અડધિયું તો હું પી ગયો પણ તેં તો બે દમ ખેંચ્યા ને ચક્કર ખાઈ લાંબી થઈ ગઈ. એ સુખના દિવસો હતા.'

'એ દિવસ તો સુખનો નહોતો જ. યાદ આવ્યું. એ તે ભુલાય !'

'તું પીત તો નહિ પણ મેં તને ડરપોક કહી.'

'અને ડરપોક કહે તો હું ગમે તે કરું.'

'હજી કરે?'

'એવું કંઈ છે?'

'ધાર કે હું તને કહું કે 'જા અને નરેન્દ્ર સામે ઊભી રહે અને કહે કે ભવાં નીચાં કરો કારણ હું તો મારા બાળમિત્ર સાથે ચા પીવા આવી છું તો કહે કે ડરપોક?'

'ભવાં ચઢ્યાં છે?'

'લગભગ માથાના વાળ સાથે મળી ગયાં છે. મારી સલાહ માનીશ? આ સ્વભાવ શરૂઆતથી જ સમજવામાં સુખ છે. વરનાં ભવાં ઊતરેલાં જ રહેવાં જોઈએ. કારણ સંસ્કારી સમાજમાં ભવાં ચઢાવવાં એ અહિંસક પત્નીતાડન જ છે.'

વીણાને બિપીનના અવાજમાં છુપાએલો તિરસ્કાર ન ગોઠ્યો. પાછો એની નજરે નાનપણનો બિપીન જ દેખાવા લાગ્યો. પણ વીણાની આંખમાં ઉભરાતો અણગમો બિપીને ન જોયો. એણે આગળ દીધે જ રાખ્યું.

'આ તારો મહાપુરુષ જીવન પોષતો સૂર્ય નથી લાગતો, એનું તેજ બાળવામાં જ ઉપયોગી લાગે છે. પણ માતુશ્રીને જોતાં વારસાના નિયમ પ્રમાણે આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી.'

વીણાનો અવાજ લૂખો થઈ ગયો.

'નરેન્દ્રની ટીકા ન કરાય તો સારું.'

'હું તો એમ કહેતો હતો...'

'ભલે કહેતો. મને પસંદ નથી.'

બિપીનનું મોઢું ઊતરી ગયું. બન્ને વચ્ચે જાણે પડદો પડી ગયો હોય એમ એક વાક્યમાં બની ગયું. વીણાનું મન ડંખવા માંડયું. એના આકળા સ્વભાવ પ્રમાણે એનાથી બોલાઈ ગયું. એના અવાજમાં

જાણે કોઈ સહચારી કોઈ નોકરને ઠપકો આપતી હોય એવી કડવાશ હતી. એના કરતાં થપ્પડ મારી હોત તો ઓછું લાગત. કેટલાક માણસોની કાચબાની પીઠ ઉપરથી વાક્‌બાણો તો પાણીની જેમ સરી જાય છે પણ બિપીનની પીઠ સાટીન જેવી સુંવાળી હતી.

આવા પ્રસંગોનો એકજ તોડ હોઈ શકે. આ તંગ વાતાવરણને પાછું આનંદી બનાવવા માટે જાણે કશું જ ન હોય એમ વાતચીત ચાલુ રાખવી. શબ્દોથી ઉત્પન્ન થએલો ભેદભાવ શબ્દોથી જ તોડી શકાય. પણ બેમાંથી એકેયને શબ્દો ન જડયા. અજાણ્યા પુરુષની હબે બિપીન બોલ્યોઃ 'તમારા મિત્રો તો ગયાં.'

જેમ આગગાડીમાં કોઈ પૂછે કે બારી બંધ કરું તો કાંઈ વાંધો છે? એવોજ અવાજ બિપીનનો હતો. વીણાના રૂંવાડાં-સીસોળિયા પાછા ખડા થઈ ગયા.

'એમ કે? ક્યારે ગયાં?'

'આ જાય છે જ.' બિપીને બિલ આપી દીધું. 'ચાલો આપણે પણ જઈએ.'

દરવાજા સુધી મૂંગા મૂંગા ચાલ્યાં.

'સર નરેન્દ્ર તમારી વાટ જોતા મોટર પાસે ઊભા છે. આપ પધારો. હું તો અહીં જ રહીશ.'

વીણાએ નરેન્દ્રને જોયો. એકલો જ હતો. અમ્મા પોતાની મોટરમાં ગયાં હશે.

'નમસ્તે.'

'નમસ્તે.'

વીણાને કાંઈ અધૂરું લાગ્યું. મૈત્રી ફરીથી સચેતન કરવાની ઇચ્છા થઈ. એ અગ્નિપરીક્ષામાંથી પસાર થયો હતો. બાળમિત્ર હતો. આહ્વાનભર્યા અવાજે એણે બોલવા યત્ન કર્યો.

'મળવા તો આવશોને ? દરબારકાકા ખુશ થશે.'

'આપની મહેરબાની, પણ હું આજે જ મુંબઈ જવાનો છું.'

'જેવી મરજી, નમસ્તે.'

'જી.'

બિપીન ચાલ્યો ગયો. વીણા નરેન્દ્ર તરફ ગઈ. જીવનમાં મિત્રો શું છૂટા થવા માટે જ મળતાં હશે ? કેવો અન્યાય.

નરેન્દ્રનાં ભવાં ટોચે ચઢી ગયાં હતાં અને વીણાને જોઈને મુખ ઉપર આવકારની રેખાઓ કાંઈ દેખાઇ નહિ. અમ્માના આવ્યા પછી નરેન્દ્રની માનસિક શાંતિ અદૃશ્ય થઈ હતી. એની અત્યાર સુધીની જિંદગીમાં કોઈ દહાડો એને આવું સહન નહોતું કરવું પડયું. અમ્માનો સ્ટેશને મિલાપ, વીણાનું અને ચંદુનું ગાયન, પછીથી કાંટાળુ જમણુ, એના ઉપર નાટક, આગ અને છેવટે આ અમ્માએ જોયેલું વીણાનું અજાણ્યા પુરુષ સાથેનું આગમન, એ તમામ દુઃખદ પ્રસંગોનું એકત્રિત બળ અત્યારે નરેન્દ્રમાં દેખાઈ રહ્યું હતું. વીણા આવી ત્યારે બેરોનેટ કાંઈ જ બોલ્યા નહિ. જ્યારે મોટર ચાલવા માંડી ત્યારે વીણાના બોલવાની રાહ જોઈ પણ જ્યારે તેણે મૌન ન તોડયું ત્યારે નરેન્દ્રનો ગુસ્સો હાથ ન રહ્યો. મહામુશ્કેલીએ બૂમ પાડવાની વૃત્તિ દાબી દઈને બોલ્યો.

'હવે કાંઈ મને સમજણ પાડી શકાશે ?'

નરેન્દ્ર સાથે બેસતાં વીણાને જરા અડકીને બેસવાનો શોખ હતો. નરેન્દ્રનો ખભો અડકતો હતો ત્યારે વીણાને શરીરમાં આનંદની ઝણઝણાટી થતી. બીજા કોઈને અડકવાથી આવી અસર કદી નહોતી થતી. એણે હાથ પકડવાનો યત્ન કર્યો. પણ હાથ તો અડકતા પહેલાં પીછેહઠ કરી ગયો. એનું હૃદય નિરાશ થઈ ગયું. ધ્રૂજતે અવાજે એણે કહ્યું:

'નરેન્દ્ર—નરૂ—મારો નરેન્દ્ર.'

નરેન્દ્રના સ્વભાવનું આ પાસું સમાજને જાણીતું હતું, પણ વીણાને તો પહેલો જ અનુભવ હતો.

'ગુસ્સે ન થઇશ.'

'ગુસ્સે? તું શું બોલે છે? અમ્માને તારું પ્રથમ ઓળખાણ, તે પછીનું જમણ, એ તને ઓછું પડ્યું તે અમ્માને દેખતે પરપુરુષ સાથે પાછી રખડવા અને આખું શહેર ઓળખે એવી જગ્યામાં લહેર ઉડાવવા આવી?'

'પણ તમે સમજ્યા નહિ.'

'બરાબર છે, હું નથી જ સમજ્યો, હું હજી પણ નથી સમજ્યો, સમજવાનો જ મારો આ પ્રયત્ન છે. પેલા છેલબટાઉ તમને ક્યાંથી લાગુ થયા હતા?'

'થીએટરમાં—એજ નાટકનો લેખક.'

'તું જેની સાથે વાતો કરતી હતી તે?'

'એજ. પણ પાછળથી તો એ મારો જૂનો મિત્ર નીકળ્યો.'

'તે તો તેં મને કહ્યું જ નહિ.'

'મને મોડી ખબર પડી.'

'મોડી એટલે છેક ઊઠતે જ કહેને. આ તો હદ થઈ.' નરેન્દ્રનો નૈતિક ગુસ્સો ઉભરાઈ આવ્યો. 'વિચાર તો કર. અમ્માએ શું ધાર્યું હશે? મને પૂછ્યું કે વીણા સાથે કોણ છે, અને મારે કહેવું પડ્યું કે હું ઓળખતો નથી. હવે કહે, એમણે શું મનમાં ગાંઠ વાળી હશે?'

વીણાના પીગળતા હૃદયને રોકીને ફરીથી દૃઢ બનાવવા આ 'અમ્મા' રૂપી ઉપચાર સિવાય બીજાની ટીકી લાગત કે નહિ એ એક અનિશ્ચિત પ્રશ્ન છે. પ્રથમ દર્શને પ્રેમની માન્યતા સાચી હોય

કે ખોટી, પણ પ્રથમ મિલને અપ્રેમની શકયતા નિઃશંક છે. શરૂઆતમાં તો અમ્મા એક અણગમતી વ્યક્તિ હતી પણ એક જ અથવા અડધા દહાડામાં તો અણગમતીમાંથી અપ્રિય, અપ્રિયમાંથી તિરસ્કારણીય, પછી ધિક્કારપાત્ર અને હવે તો ત્રાસદાયક વ્યક્તિ થઈ પડી હતી.

'જો અમ્માએ મને પૂછ્યું હોત તો કહેત કે એ જ માણસ જેણે મને બળતાં થીએટરમાંથી બચાવી જ્યારે તમે…' વીણા અટકી ગઈ. એને ખ્યાલ આવ્યો કે ટાણો મારવો એ બળતામાં ઘી હોમવા જેવું થશે. જરા શાંત અવાજે સમજ પાડી. 'તમે બંને જાણ તો મને જવાં નહિ…'

નરેન્દ્રનું મોઢું સખત થયું.

'મારી મા વૃદ્ધ છે એટલે એની સંભાળ મારે પહેલી લેવાની. મેં તમને પાછળ ચાલ્યા આવવાનું કહ્યું હતું. પણ તમે કયાંથી સાંભળો ?'

'એ તો હું સમજું છું. તો આ કેમ બન્યું તે સમજાવવા કહું છું. હું એકલી પડી અને બિપીન…'

'બિપીન' નરેન્દ્રે એક ટૂંકું અને સચોટ અટ્ટહાસ્ય કર્યું. 'બિપીન સુધી વાત આવી છે ?'

'મેં તમને કહ્યું તો ખરું કે એ મારો બાળમિત્ર હતો. હું એને તે વખતે બિપીન જ કહેતી.'

'માફ કરજો હું ભૂલી ગયો.'

'એ મને સ્ટેજ ઉપરથી બહાર લઈ આવ્યો.'

નરેન્દ્રે જ્યાં પર્વત ઊભો કર્યો હતો ત્યાં તો ધૂળની ઢગલી દેખાઈ. ભયંકર ગુનો પલટાઈને સાધારણ સામાજિક અકસ્માત બની ગયો. મેઘગર્જનાના તીતીઘોડાની ચીક ચીક થઈ ગઈ.

‘ તોએ અહીં ‘ ફ્રીપોંને ’ ત્યાં આવવાની શી જરૂર હતી ? દૂભતા નરેન્દ્રે તરણું ઝાલ્યું. ‘ સીધું ઘેર જવું હતું ને ? તારે જાણવું જોઇએ મને કેટલી ફિકર થાય તે. ’

‘ એ ખરું કહ્યું. મારી ફિકર જેવું તો તમારા મોં ઉપર નહોતું જણાતું. અને તમે બંને પણ ત્યાં જ આવ્યા હતા ને ? ક્યાં ખબર આપત ? ’

મનુષ્યના માનસનું ઘડતર મનુષ્યની સમજની પર છે. અત્યાર સુધી નરેન્દ્રનું વલણું તદ્દન વીણા તરફ જ હતું. અમ્માની વર્તણૂક એને અણઘટતી અને અપમાનકારક જ લાગી હતી. અમ્માના અભિપ્રાયની એને પરવા નહોતી. પણ વીણાનાં આ શબ્દોએ એના મનમાં શંકાનો કીડો સળગાવ્યો. આવી રદિયા પરખાવતી સ્ત્રી એને લાયક ખરી ? વિચાર આવ્યો અને ગયો. પણ આવ્યો એ કેમ ના પડાય !

‘ અમ્મા બહુ અકળાઈ ગયાં હતાં, એટલે એમને જરા ચા પાવી ફરજીઆત હતી. અને તમારી ફિકરની બાબતમાં મેં તમારે ઘેર ટેલિફોન કર્યો હતો. ’

‘ અને જ્યારે ઘેરથી ખબર મળી કે હું નથી આવી એટલે તમે ફિકરના માર્યા તપાસ કરવા સીધા ‘ ફ્રીપોંમાં ’ ગયા ખરું ? ’ વીણાને હૈયે તરત જ શબ્દો આવ્યા પણ હોઠે આવતે રોક્યા. એને નરેન્દ્રને દુ:ખી કરવાની ઇચ્છા ન હતી. એને ખબર તો હતી કે નરેન્દ્ર જેવા દેવમાં પણ કાંઈ ખોડ તો હશે જ પણ એ એનો ભાવી પતિ હતો.

‘ માફ ન કરે ? બધું જ મેં ઉંધું કર્યું, આજે મોટું મન રાખી ભૂલી જાને ! ’

ફરીથી નરેન્દ્રનો હાથ ઝાલ્યો અને નરેન્દ્રે મહેરબાનીની રાહે

પકડવા દીધો પણ નજીવો જ રહેવા દીધો. વીણાનું ઘર આવ્યું. વીણાએ વહાલથી નરેન્દ્રનું મોઢું પકડી ચુંબન કર્યું.

"હું કદી આવું નહિ કરૂં, નરૂ.'

નરૂનું બખતર તૂટવા માંડ્યું. હજી વીણાનો મોહ તાજો હતો, અને આ ચુંબને એનો બધો રોશ ચૂસી લીધો. વીણાને એણે કચડી નાંખી.

વીણા આનંદથી નાચતી ઘેર ગઈ.

નરૂ પાછો ફર્યો ત્યારે આનંદી હતો. થોડે દૂર ગયો અને મોઢું ગંભીર થવા માંડ્યું. જેમ વિચાર કરતો ગયો તેમ ભવાં ચઢતાં ગયાં અને ઘેર પહોંચ્યા પહેલાં તો અસલ જગ્યાએ ભવાં પહોંચી ગયાં.

ઘેર પહોંચ્યો ત્યારે ચંદ્રવદન અગ્નિપરીક્ષામાંથી પસાર થએલા શરીર અને મનને શાંત કરવા એક મોટો ગલાસ ભરીને બહુજ સ્વાદથી ચૂમતો હતો.

'કેમ બેરોનેટ સાહેબ.' ચંદ્રવદને આવકાર આપ્યો : 'તમે તો સતી સીતા જેમ આ ભઠ્ઠીમાંથી અગ્નિશુદ્ધ નીકળી આવ્યા. કેમ લાગે છે? હું તો તદ્દન જુદો જ માણસ થઈ ગયો છું. આવા બનાવોથી શરીરનાં મૂળ તત્ત્વો બધાં સેળભેળ થઈ જાય છે. મારી વૃત્તિ પણ આત્મભોગ આપી લોકસેવા કરવાની ખરી પણ આમ 'સતી થવાની' હું વિરૂદ્ધ છું. જો આ સાલ થીએટરમાં આગ લગાડવાની ફેશન ચાલશે-તો આ દેસાઈનો છેલ્લો વંશ જ ઘેર જ રહેશે. સોડા ત્યાં છે. બીજો હાથ લંબાવીશ તો સિગારેટ પણ જડશે. અમ્મા કેમ રહ્યાં! ઝાળ પણ નથી લાગીને!'

નરેન્દ્ર બેઠો. એનાં ભવાં ચઢી ગયાં. ચંદ્રવદનને પણ એ ભવાંની અસર થઈ. નરેન્દ્ર દુ:ખી થાય તો ચંદ્રવદન નારાજ થતો. એ આનંદી જીવડાથી કોઈનું જ દુ:ખ જોઈ શકાતું નહિ અને નરેન્દ્ર તો એનો ખાસ મિત્ર હતો. એણે બહુજ નાજુકાઈથી પૂછ્યું :

'તારા મન ઉપર કાંઈ બોજો છે? નથી?'

નરૂએ એની સામે જોયું. 'આ ચંદુએ જ વીણાનું ઓળખાણ કરાવેલું. એ વીણાને સારી રીતે ઓળખે એમાં નવાઈ નહિ.'

'હા.'

'અમારા કાન તમારે ચરણે છે. તમારા દુઃખી નાટકના સૂત્રધારને આવવા દો.'

'વીણા વિષે જ છે.'

ચંદ્રવદન ખુરશીમાં ટટાર થયો.

'વીણા!'

'ચંદુ, એ બહુજ ધૂની છે.'

ચંદ્રવદન લગભગ ઉછળી પડયો. એના જ શબ્દોઃ

'હું એને આજજ કહેતો હતો. તારું સંગીત સમજી ગયો, રાગનું નામ 'અમ્મા' રાગ છે, ખરું? નહિ? તને ડર છે કે વીણા ચાલ નહિ બદલે તો ઠોકર ખાશે.

'આપણને આકર્ષક લાગ્યું તે અમ્માને તો આફત જ લાગે ને? વીણાના ભાવ ભિતર્યા, ખરું?

'જરા પેલું ગાયન પણ નડયું હશે. હું યે ભેગો ગાવામાં હતો પણ હવે શું થાય? અમ્મા જરા ખમચાયાં હશે, ગભરાણાં પણ હશે, ચિડાયાં પણ હોય. જમતી વખતે એમની આંખમાં અંગારા તો નહિ પણ અમી તો નહોતું જ.'

'અમી શાનું? ગુસ્સો ઉભરાઈ જતો હતો—મારી આગળ તો વાત જ નથી ઊકેલી પણ તેની જરૂર નહોતી. એના મનમાં શું ચાલતું હતું તે મને ખબર છે.'

ચંદ્રવદને સાર કહાડયો:

'આખો કિસ્સો કમનસીબ બની ગયો.'

નરેન્દ્ર ઊભો થઈને ઘૂમવા માંડયો.

'ચંદુ !'

'તૈયાર.'

'કાંઈ રસ્તો કાઢવો જ જોઈએ.'

'છુટકો જ નથી.'

ચંદુને એક વિચાર આવ્યો અને ઉશ્કેરાઇ ગયો.

'નરૂ, આ બાબત તું મારા ઉપર છોડી દે.'

'તારા ઉપર ?'

'હું જ—મારાજ—હું એને કાલે સમજાવીશ—ધમકાવીશ—પટાવીશ. મારું માનશે.'

'એ ઠીક છે.'



## પ્રકરણ ૪ થું

### પદ્મા

કલકત્તામાં પણ, તમામ મોટાં શહેરોની જેમ કેટલાક એવા લત્તાઓ છે, જેનું કાગળ ઉપર મળેલું સરનામું ભભકાબંધ લાગે છે પણ જેનો સહવાસ અનિચ્છનીય છે. એમાં સડેલાં શાક, મરેલા ઉંદર અને લડતી બિલાડીઓનો સંગ્રહ અને વાસનું પ્રાધાન્ય હોય છે. ગાયનના સૂર, ઝઘડા અને ગાળાગાળીના બોંબાટથી ભરપૂર જ રહે છે. રસ્તા ઉપર ગંદી ગોદડીઓ સુકાતી હોય છે અને માંકણ ખંખેરતા ખાટલા ખડકાતા જ હોય છે. ભરતડકામાં પણ ખાટલામાં

બેત્રણ પુરુષરૂપી ભૂંડો પરસેવામાં તરબોળ થઈને ફુટપાથ ઉપર ઊંઘતા જ હોય છે. જ્યાં પાણીનો ઉપયોગ નાવા માટે તો થતો જ નથી. આવા એક રસ્તાની ચાલીની એક ઓરડીમાં એક છોકરી બહાર જવા તૈયાર થતી હતી. બારી પાસે એક પાંજરામાં એક કાકાકૌવો કાંઈક બીયાં ફોલીને ખાતો હતો. પદ્મા રોજ સવારમાં ઠઠારો કરીને નીકળતી હતી અને કલકત્તાના દરેક ફીલ્મ સ્ટુડીઓમાં જતી હતી. આ શુકજીને વાતો કરવાનો ઘણો શોખ હતો અને પદ્મા રખડીને આવે ત્યાં સુધી એને ગમતું ન હતું. પદ્મા નોકરી માટે રખડી રખડીને હવે નિરાશ થઈ ગઈ હતી. શરીર ઘાટીલું હતું. અને જો પૂરતું ખાવા મળે તો મોં પણ રૂપાળું લાગે એવું હતું; પણ ખાધેલ-પીધેલ, મોટા પેટના, જાડા, વિલાસી અથવા તો દુબળા, પાતળા પણ સંપૂર્ણ અનુભવી સિનેમા–શેઠોને એની આ ખુમલાં જેવી શકલ પસંદ આવે એવું ન હતું.

'એની કોને દરકાર છે!' શુકજી બોલ્યા.

'મને છે મૂરખ!' પદ્માએ જવાબ દીધો. 'તને શું છે? બીયાં ખાઈને મજા કરે છે, પણ જરા નોકરી શોધવા નીકળ અને ન મળે ત્યારે જો શી દશા થાય છે!'

શુકજી પાંજરાના સળીએ વળગ્યા ને બોલ્યા.

'સાહેબજી શેઠ!'

'કેમ મને કહાડવી છે?'

'આવજો શેઠ.'

'લે આ ચાલી.'

'વાઉ, વાઉ, વાઉ' શુકજી વાતચીતમાં ફસાય એમ ન હતા. પદ્માના ગયા પછી શુકજીએ એમની ડાબી પાંખના ગુહ્ય ભાગમાં ચાંચ વડે કાંઈ ગુપ્ત સંશોધન કર્યું, પછી બિલાડી બોલાવી, બે ત્રણ વખત 'મિયાઉં' કરીને આંખ મીચીને ધ્યાન ધર્યું. ધ્યાનમાં

એ હમેશાં વિચાર કરતો 'હું પોપટ શા માટે જન્મ્યો ?' એકાદ કલાક આ ધ્યાનને અંતે એ એકજ નિર્ણય ઉપર આવતો કે 'હું શું જાણું !' આ ધ્યાનનો થાક ઉતારવા એ જરા ભસ્યો, 'આઉ, હાઉ, આઉ.' પણ એનાંથી કાંઈ ગમ્મત ન આવી. પન્ના આવે ત્યાં સુધી વખત વિતાવવા કાંઈ વધારે તેજ કાર્યક્રમ ગોઠવવો જોઈએ. પાંજરાની તળેટીમાં દસપંદર વાર ચાંચ પટકીને પાસે પડેલું છાપું તાણીને ખાધું પણ એને ભાવ્યું નહિ. પન્નાએ છાપું બદલ્યું હોય એમ લાગ્યું. જરા કસરતની જરૂર જણાઈ. ચાંચ અને પંજાથી સળીઆ પકડી પાંજરાના છાપરા ઉપર ઉંધા લટકીને બેચાર ચક્કર માર્યાં. અને નિત્યનિયમ પ્રમાણે પાંજરાનું બારણું તપાસ્યું. બારણું ઉઘડી ગયું. ચમકીને એ પાછો સળીઆ ઉપર બેસી ગયો. આવો બનાવ ભુતકાળમાં એક વખત બન્યો હતો. તે વખતે એણે શું કર્યું હતું તે યાદ કરવા લાગ્યો. શુકજી વગર વિચાર્યું પગલું કદી ભરતા નહિ. કોઈ પણ એના અનુભવની બહારનો પ્રસંગ આવે એટલે એના ઉપર પુખ્ત વિચાર કરીને જ આગળ પગલું ભરતા. ડમકાબીબી જેવા ચાલતા એ બહાર નીકળ્યા અને બારી ઉપર બેઠા. બહાર તો ઘણી વખત નીકળેલા પણ પન્નાની દેખરેખ તળે જ. બારી પાસે પન્નાનો ભીનનો દંડો પડયો હતો પણ પેટમાં મારગ ન હોવાથી ખાઈ શક્યા નહિ. બારી બહાર નજર કરી અને મોટી શોધ કરી. દુનિયા તો ઘણી મોટી હતી, એની ઓરડી કરતાં બહાર જગ્યાનો જથ્થો વધારે જમા કર્યો હતો. આ કાર્ય ક્યારનું ચાલુ કર્યું હશે તેથી એ અજાણ હતા પણ તપાસ કરવા જેવું લાગવાથી એમણે કંપાઉન્ડના સળીઆ ઉપર નજર કરી ને ઊડીને બેઠા. આ મોટા પાંજરાના સળીઆ પકડી છેક નીચે ભોંય ઉપર આવી લાગ્યા.

સળીઆની પાડોશમાં થઈને જનારને જો હાથમાં લાકડી હોય તો સળીઆને ઝટકાવી કડડડ બોલાવતા જવાની ઇચ્છા થાય જ છે.

એવો એક કડડડ બોલાવનાર પસાર થયો અને શુકજી ચમક્યા. પણ દુનિયા જોવી હોય તો ચમકવું ન જોઈએ એ વિચારથી મન દઢ કર્યું. ત્યાં એક કૂતરો આવી લાગ્યો અને સળીઆમાંથી સૂંઘવા લાગ્યો.

'સાહેબજી શેઠ!' શુકજીએ વાત ઉપાડી:

કૂતરાની આંખ છળી ગઈ. પક્ષી એટલે પક્ષી અને માણુસ એટલે માણુસ. એ પ્રમાણે આ કૂતરાની માન્યતા હતી પણ આ બંનેના મિશ્રણનું શું કરવું? વધારે તપાસ કરવા એણે મોઢાનું નાળચું બે સળીઆ વચ્ચે નાંખ્યું, અને ભસ્યો. ચમકીને શુકજીએ નાક ઉપર ચાંચ મારી. શાંત શુકજી જ્યારે ચમકતા ત્યારે તરતજ ચાંચનો ઘા કરતા. કૂતરો ચીસ પાડી નાઠો.

'વાઉ, વાઉ' શુકજી હસ્યા ને બીજા ચાર પગ જોયા. શુકજીએ નજર ઊંચી કરી તો આ શેરીઓ સિવાય બીજે ક્યાંય પણ ઉત્પન્ન કરવા અશક્ય એવા બે પુરૂષો જોયા. એમાંનો એક બોલ્યો:

'આ કાકાકૌવો છે. પોપટનો દાદો કાકાકૌવો.'

'હં.' નંબર બેએ જવાબ દીધો.

'કાકાકૌઓ છે. એ કાકાકૌઓ, મારા ભાઈની વહુની બેનના બનેવી પાસે હતો. પરદેશથી આવે છે. બનેવી જુવાન હતો, કાકાકૌવો છે.'

નીચો નમીને તપાસવા લાગ્યો.

'જો ડંખ ન મારે' નંબર બે બોલ્યો.

'ડંખ?'

નંબર એકને અપમાન લાગ્યું.

'ડંખ? મને ડંખ મારે? મારા ભાઈની વહુની બેનના બનેવી પાસે હતો. પંપાળો તો કદી ન કરડે, પોપટ આવો—આવો.'

નંબર એક સળીઆમાં આંગળી નાંખી. શુકજી જોઈ રહ્યા ને બોલ્યા :

'આવજો શેઠ.'

'જો સાંભળ, કેવો આપણા જેવો છે?' આવજો શેઠ 'તદ્દન માણસ જ છે.'

'આંગળીનો ટુકડો તોડી ખાશે.' નંબર બે અશુભવાદી હતા.

'એ કરડે? મારી આંગળીનો કકડો એ કરડે? તું જોયા કર.'

'એક બાટલી લાગી? હું કહું છું કરડશે.'

'લાગી, હું કાકાકૌવાને બરાબર ઓળખું છું. મારા ભાઈની વહુની બેનના બનેવી પાસે હતો, લે જો.'

એણે આંગળી આગળ ધરી.

'પોપટ–આવો પોપટ.'

તો પણ શુકજી જોઈ રહ્યા, આ કાકાકૌવાના જાણકારનું માન રાખવાનો એમનો ઈરાદો હોય એમ લાગ્યું.

'જોયું?'

'વાઉ; વાઉ, વાઉ.' શુકજી રાજી થતા બોલ્યા.

'વાઉ, વાઉ, વાઉ' ધવાએલો કૂતરો દોડતો આવ્યો અને જવાબ આપી ગયો. શુકજી ઉપર આની નીજળીવેગે અસર થઈ. ચમકવું એટલે કરડવું એ સિદ્ધાંતને આધારે શુકજીએ આંગળીનું ટેરવું તોડવા પ્રયત્ન કર્યો. નંબર એકે ત્રાડ પાડી. પાછો કૂદયો અને આંગળી મોંમાં મૂકી.

'એક બાટલી!' થોડા બોલા નંબર બેએ યાદ કર્યું.

નંબર એક આંગળી ચૂસતો જોઈ રહ્યો અને આંગળી કહાડી બોલ્યો.

'તારી લાકડી આપ.'

નંબર બેએ આપી, અને હોડ યાદ કરી.

'બાટલી ન ભૂલીશ.'

લાકડીના ઝપાટા શુકજી ઉપર તકાયા, શુકજી જીવ બચાવવા કૂદવા લાગ્યા. અને ચંદ્રવદનની બૂમ સંભળાઈ.

'રામ, રામ, આ શું?'

દરબારકાકાને સ્ટેશને લેવા વીણાને જવું હતું એટલે એણે ચંદ્રવદનને સાથે લીધો. શિખામણ આપવાનો આ મોકો સારો મળ્યો ધારી. ચંદ્રવદને ચાલતાંજ સ્ટેશને જવા નક્કી કર્યું ત્યારે વીણાએ આ ટૂંકો રસ્તો પસંદ કર્યો. વળાંક ઉપર શુકસંહારનું દૃશ્ય નજરે પડ્યું.

'શું છે ચંદુ?'

'ખૂન.'

'ખૂન, ગાંડો ન થા.'

'કેમ ન હોય, આવા રસ્તાઓમાં લોકોને ખૂન કરવાનો શોખ હોય છે એમ મેં સાંભળ્યું છે.'

'અરે આ તો પોપટ છે.'

વીણાનો પીત્તો હાથથી ગયો. જાનવરને કોઈને પણ દુભવતો એ જોતી ત્યારે એની કમાન છટકી જતી. પોપટ જનાવર જ કહેવાય પણ વીણાને એવો ભેદ ન હતો. શહેરમાં ત્રણચાર ગાડીવાળાઓ—ઘોડાને માર્યા બદલ—વીણાના પ્રભાવને કદી નહિ ભૂલે એમ બોલ્યા હતા. ચાલુ યુદ્ધમાં ખૂનની કોશીષ કરનારનો બહુ વાંક ન હતો. શુકજીની ગૃહસ્થાઈ ઉપર શ્રદ્ધા રાખી એણે આંગળી ધરી. શુકજીની પ્રતિષ્ઠા વધારવાનો એણે યત્ન કર્યો ત્યારે શુકજીએ દગો દીધો, એટલે શુકજી

શિક્ષાને લાયક ગણી શકાય; પણ વીણાની દૃષ્ટિએ તો કોઈ માનવ-રાક્ષસ પક્ષીનું ખૂન કરવા તલસી રહ્યો હોય એવો જ ભાસ થયો.

'ચંદુ, એને એકદમ રોક.'

'અરે ઓ ભાઈ, મહેરબાની કરીને સાંભળશો ?'

'મૂઓ તારો ભાઈ, એને હમણાં મારી નાખશે. એને રોક. રાક્ષસ છે.'

ચંદ્રવદન પાસે ગયો. ખૂનીના ખભા ઉપર આંગળીનો ટકોરો માર્યો. ચંદ્રવદનની માન્યતા હતી કે વાતચીત શરુ કરવા ખભા ઉપર ટકોરો મારવો જ પડે.

'ભાઈ, જો ને આવું ન કરાય હોં કે.'

ગુસ્સાથી લાલ થઇ ગયેલું મોઢું ચંદુ તરફ ફર્યું.

'અને તું ક્યાંથી ટપકી પડ્યો ? તું કોણ છે ?'

ચંદ્રવદને તરત જ કાર્ડકેસ કહાડયું પણ પાછું મૂકી દીધું. એને લાગ્યું કે આ ખાસ ઓળખાણ કાઢવાનો પ્રશ્ન ન હતો. અને આને કાર્ડ આપ્યાનો અર્થ પણ શો ?

'હું, એટલે મારૂં નામ ચંદ્રવદન દેસાઈ અને...'

'તને પારકી વાતમાં પંચાત કરવા કોણે બોલાવ્યો ?'

'એ રીતે તો તારી વાત...'

'આ અહીં માથું મારે છે.' નંબર એકે દુનિયાને ફરિયાદ કરી 'પારકી પંચાત કરે છે. એનું ભૂંડું ડાચું જ્યાં ત્યાં ઘાલે છે. માથું મારે છે. પંચાત કરે છે. અલ્યા, તારા જેવા બે ચારને તો હું નાસ્તામાં ઉડાવી જાઉં. તારા બૂટ ઉપરના પોલીશ સુદ્ધાંત.'

નંબર બેને આ છેલ્લું વાક્ય સચોટ લાગ્યું અને એનાથી 'વાહ' બોલાઈ ગયું. એણે જમીન ઉપર જોરદાર પીચકારી લગાવી, પાછો મૂંગો થઈ ગયો.

'પોલીશ બૂટ પહેરે એટલે તું જેમાં તેમાં માથું મારે કેમ! અને પંચાત કરે! ભૂંડું ડાચું લાવે! આ પોપટે મારી આંગળી કરડી. આ આંગળી......આખા શહેરના પોલીશ બુટ પહેરેલા આવશે તો પણ હું આની ડોક મરડી નાંખીશ.'

લાકડીનો મારો શરૂ થયો. વીણાને ચંદુની સહાય ઉપર શ્રદ્ધા હતી જ નહીં. વૈદિક સમયથી સ્ત્રીએ પુરુષની સહાય લેવી એવી માન્યતા ચાલી આવતી હોવાથી વીણાએ કહેલું. તેમાં વળી એના બૂટનું પોલીશ તો ખાસ નડયું. વીણા સ્વાવલંબી હોવાથી એણે જાતે જ લાકડી ઝૂંટવી લીધી.

'આઉ-આઉ-વાઉ-વાઉ' શુકજીનો અવાજ બદલાયો. એના અવાજમાં ચોખો વ્યંગ હતો. તે નંબર એક પારખ્યો:

'લાકડી આપ.'

'પાછો હઠ'

'અરે ભાઈ પણ...' ચંદ્રવદન બબડયો.

નંબર એકનો હવે પીત્તો હાથથી ગયો. એણે વીણા ઉપર ધસારો કર્યો. પણ વીણા અખાડામાં લાઠી શીખેલી હતી. એણે બરાબર લમણામાં દીધી.

'હે-હે-ઓ-ઓ-ઉ' ખૂની ભોંય ઉપર બેસી પડયો.

પાછળથી સત્તાધારી અવાજ આવ્યો.

'આ શું થાય છે?'

શૂન્યમાંથી પોલિસવાળો દેખાયો.

નંબર બેએ વીણા તરફ આંગળી કરી.

'લાકડી મારી.'

પોલિસવાળાએ વીણાને જોઈ. સારાં કપડાં અને ગૃહસ્થ માણસોની એને પિછાન તો હતી, પણ આવાં કપડાં પહેરેલાંઓ કોઈ

વખત દગો દઈ જાય છે એવો અનુભવ પણ હતો. જેમ ગંદાં કપડાંમાં સોનેરી હૃદયો ધબક છે તેમ સોનેરી કપડાંમાં ગંદાં હૃદયો પણ એટલા જ જોરથી ધબકે છે.

'બેન, તમારું નામ?'

એટલામાં પદ્મા આવી ને શુકજીએ આવકારની ચીસ પાડી. વીણાએ નામ અને સરનામું આપ્યું. ચંદ્રવદને પણ આપ્યું.

'ઓફિસર, આ માણસ આ પોપટને મારી નાંખતો હતો. મેં રોક્યો...'

'બરાબર છે, પણ તે ખાતર માણસને ફટકો મરાય? બંને પોલિસ સ્ટેશને ચાલો.'

'અરે પણ, ભાઈ–સાંભળ તો ખરો...'

'ચાલને, ચંદુ, ધાંધલ કર્યાથી શો ફાયદો?'

પોલિસમેનનો શ્વાસ હેઠો બેઠો.

'એ ડહાપણ કહેવાય.'

× × ×

અમ્મા શ્વાસ ખાવા રોકાયાં. નરેન્દ્રની બેસિતમ મૂર્ખાઈ ઉપર દાસ્તાન ચલાવ્યું હતું. અને વિષય 'વીણા' હતો. નરેન્દ્ર જેની આશા રાખતો હતો તે ધોધ છૂટ્યો. અમ્માએ ડૂચો મારી રાખ્યો હતો તે મોકો જોઈને કહાડી નાંખ્યો. નરેન્દ્રને તે રાત્રે બહારગામ જવાનું હતું. અને મગન મોટર લેવા પણ ગયો હતો. નરેન્દ્રને બચવાનું સાધન મોટર જ હતું, કારણ અમ્મા આગળ એના મગજના તંતુઓ અને જીભને પક્ષાઘાત થતો. અમ્માનું મુખ્ય શસ્ત્ર એક વાતને હજાર રીતે કહી શકવાની શક્તિ હતી.

'નરુ, આ તારી કારકિર્દી! તારા જીવનની અણી વખતે, આવું અણધાર્યું અને મૂર્ખતાભરેલું પગલું લેવું એ મહત્ત્વાકાંક્ષાને ગુંગ-

ળાવી મારી નાખવાનો સચોટ ઉપાય છે. આ પરીસ્થિતિમાં લગ્ન કરીશ તો તારી બી તારે ગળે ઘંટીનું પડ થઈને પડશે. વીણા માટે તારૂં આકર્ષણ હોય તેમાં તારો વાંક નથી. જો કે મારો દીકરો આવો આંધળો હોઈ શકે એ માનવું મને આકરૂં લાગે છે. આવી છોકરીઓ સ્માર્ટ ગણાતી હશે. મને તો છટકેલ લાગે છે. હા, હજી અક્કલના ઓથમીર તારા મિત્ર ચંદુને ગમે પણ તને !...એ જવા દે. હું તો એ જ કહેવા માગું છું, કે ધાર કે તને સારી જવાબદારી-વાળી પરદેશમાં નોકરી મળી તો આ લપ ક્યાં વીંટાળીશ અને વળી એનો કાકા... '

'એ પણ એનો ગુનો છે?'

'અને એ દુત્તી અજાણ્યા સાથે રાતે એકલી ભટકે !'

'પણ એ તો મેં સમજણ પાડી હતી.'

સમજણ પાડ્યાથી તો ગુનો વધારે સાબિત થયો. વીસ વરસ પહેલાંની ઓળખાણના આધારે રાત્રે એકલા રખડવું અને ગમે ત્યાં સમાજની કે અમારા જેવા જૂના વિચારના બુઢ્ઢાઓની ધરાઈને અવગણના કરી, પાછી આવા અણઘટતા સંબંધની હોટેલોમાં જાહેરાત કરવી એ વર્તણૂક વિષે મૌન જ રાખવામાં આપણી આબરૂ છે.'

નરેન્દ્ર ઊંચો નીચો થવા માંડ્યો. એના મનની એક બાજુ કહેતી હતી કે ઊભો થઈ જા. અને વીણા ઉપરનું કલંક એક સપાટે ધોઈ નાંખ; પણ જે કીડો સળવળવા માંડ્યો હતો તેણે હવે મોટું સ્વરૂપ ધર્યું હતું અને અમ્માની વાત સાચી છે એમ કહ્યા કરતો હતો. ટેક્સીની રાહ જોયા કરો. સામે જ વીણાની છબી હતી. નરેન્દ્ર જોઈ શક્યો નહીં. એના મનમાંના પાપે એની નજર ફેરવી નાંખી. અમ્માએ પાછું શરૂ કર્યું.

'હવે મારે વધારે કહેવાની જરૂર નથી. ટૂંકામાં એટલું જ કે આ છોકરી કોઈ દહાડો તને ફસાવશે, કારણ એ અણધાર્યું અને

અણુવિચાર્યું કરવાની જ. તારી પત્ની થયા પછી એનું નૈતિક જીવન જ્યારે કલંકિત થશે ત્યારે તારી આબરૂ કાદવમાં ગંધાશે. કેમ મગન ?'

'કોઈ પોલિસવાળો સાહેબને મળવા આવ્યો છે.'

'પોલિસવાળો ?'

'હા, શેઠની ચિઠ્ઠી લાવ્યો છે, શેઠ અને વીણાબેનને પકડીને પોલિસ સ્ટેશને લઈ ગયા છે એમ કહે છે.'

'પોલિસે પકડયાં છે ?'

'શેઠ કહે છે કે જામીન ઉપર છોડાવવા તમારે આવવું પડશે.'

અમ્માનો હર્ષભર્યો અવાજ ફાટી નીકળ્યો.

'મગન, એમને શા સારુ પકડયાં છે ?'

'વીણાબેને રસ્તામાં કોઈ માણસના માથામાં લાકડી મારી તેથી. એમ કહે છે,' અમ્માએ નરેન્દ્ર તરફ અર્થસૂચક દૃષ્ટિ ફેંકી.

'આ જરા ઠીક ન થયું. પોલિસ ચોકીએ જઈશ તો ટ્રેન ચાલી જશે.'

'પોલિસવાળો કહે છે કે રૂ. ૧૦૦) નો ચેક મોકલશો તો ચાલશે.'

'વારુ, પોલિસવાળાને બેસાડ.'

સર નરેન્દ્રનું મોઢું ફિક્કું બની ગયું હતું. એણે ચેક લખી નાંખ્યો. અમ્માએ બહાર જતે દરવાજામાં ઊભા રહી છેવટનું તિર છોડયું.

'હું વધારે કદી બોલતી જ નથી, પણ મારું કહેવું હવે તો તને સત્ય લાગ્યું કે નહિ ? હવે વિચાર શાનો ? આ લપમાંથી અત્યારે જ છૂટી જા.'

નરૂએ કોટ પહેર્યો.

'નરૂ, હવે તો છોડીશને ?'

'મહેરબાની કરી મને છોડશો?'

'તું જાણે. હું તો છોડીશ પણ તારી પનોતી છોડશે?'

અમ્મા ચાલ્યાં ગયાં. નરેન્દ્ર ગુસ્સામાં એકદમ લખવા બેસી ગયો. પાછો મગન આવ્યો.

'ટેક્સી આવી ગઈ છે.'

'વારુ, લે મગન! આ ચિઠ્ઠી પહોંચાડી દેજે.'



## પ્રકરણ ૫ મું

### દરબારકાકા

ચંદ્રવદન અને વીણા ઘેર આવ્યાં.

'ચંદ્રવદન દેસાઈ, કેદખાના પછી ઘર કેવું ગમે છે?'

'અફલાતૂન.'

'બહુ જલદી છૂટયાં. ચંદુ, હવે હું પેલી નોટ વિષે તારી મશ્કરી કદી નહીં કરું.'

'નોટ?'

'આજે ખરી કામ લાગી.'

ચંદ્રવદનનું મોં ઉઘાડું જ રહી ગયું. એની આંખમાં દુઃખ દેખાયું અને શરમના શેરડા પડ્યા. ઘણાં વર્ષો પહેલાં એને કાને

વાત આવેલી કે એક માણુસ અણુધાર્યા પ્રસંગો માટે પોતાના કોટના અસ્તરમાં હજાર રૂપીઆની નોટ સીવી રાખતો હતો. એને આ કિસ્સો ગમ્યો. એ પણુ દરેક કોટમાં એક નોટ સીવી રાખતો પણુ બહુ વખત થવાથી એ વાત તદ્દન વિસરી ગયો. જેલમાંથી છૂટવા એને પૈસાની જરૂર પડી. જો પ્રવીણુ કે કીસનને કહે તો એક પળમાં આખું શહેર જાણે, માટે મહાજોખમ ખેડીને એણે નરેન્દ્રને ચિઠ્ઠી લખી. આ લખવામાં વીણા માટે ભય હતો પણુ એને બીજો રસ્તો જડ્યો નહીં. વીણાએ યાદ કરાવ્યું કે આ કશું જ કરવાની જરૂર જ ન હતી. વખતે નરુ પણુ આ પ્રસંગ હસી કઢાડશે, એટલી જ આશા હતી.

'રાવસાહેબ હજી નથી આવ્યા પણુ કોઈ બાઈ મળવા આવ્યાં છે.' માણુસે ખબર આપી.

'વારૂ, ચા તૈયાર કર અને બાઈને બોલાવ.'

'આવો બાઈ, કેમ છો ? મારા કાકા હજી આવ્યા નથી પણુ......'

'કમાલ કરી. બહુ જ જલદી છૂટી આવ્યાં.'

વીણાને આશ્ચર્ય લાગ્યું. આવેલ બાઈ દેખાવની આકર્ષક હતી. મોઢું સુકાએલું હતું અને આંખોમાં અનહદ થાક હતો પણુ શરીરમાં તાજગી હતી. વીણાને આ બાઈ ગમી ગઈ.

'મારૂં નામ પદ્મા. પેલો પોપટ મારો હતો.'

'સમજી.'

'તમે પેલા પોલિસને સરનામું આપ્યું તે સાંભળી હું અહીં આવી.'

'બહુ સારૂં કર્યું.'

'ઘણું જ સારૂં.' ચંદ્રવદને સાથ આપ્યો.

'હું શું ઉપકાર માનું, એ શુકજી મારો કેટલો અને કેવો મિત્ર છે એ તમને ક્યાંથી ખબર હોય. પેલા કુક્કરે મારી નાંખ્યો હોત તો!'

'તમારે બહુ વાટ જોવી પડી?'

'મને તો અહીં વાટ જોવી ગમી.'

પદ્માએ ચારે તરફ નજર કરી. આવાજ ઘરનાં એ સ્વપ્નાં સેવતી હતી.

'ચા પીનેજ જજો.'

'જેવી તમારી આજ્ઞા.'

વચ્ચે જ ચંદ્રવદન કૂદી પડ્યા.

'અરે હા! ઓહો-બીજી મુલાકાત એટલે કે આપણે મળ્યાં છીએ. પહેલાં હા? ના?'

'હા-કેવું નવાઇ જેવું?'

'પેલા પીરોજશાહે ખાણું આપ્યું હતું ત્યાં ખરું?'

'ભલું તમને યાદ છે.'

'બરાબર યાદ છે-વીણા. આમનું નામ પદ્મા. એ મુંબઈથી એક સિનેમા સ્ટુડીઓમાં કામ કરવા આવ્યાં હતાં. કેવું વિચિત્ર? કેવો બનાવ?'

એટલામાં ચા આવી.

'તમે મુંબઈનાં છો?' વીણાએ દોસ્તી કરવા માંડી. 'એ કંપની તો મુંબઈની હતી.'

'હાજી.'

'હું યે અડધી ગુજરાતી છું. મુંબઈનો દરીઓ, રેતી....'

'જુહુ, ચોપાટી,' પદ્મા બબડી.

'મને પણ મુંબઈ જવાની ઇચ્છા થઈ છે.' ચંદ્રવદને મુસાફરીની ઇચ્છા દેખાડી.

'તમે કોઈ સુંદરલાલને ઓળખો છો ?'

'ના.'

'ત્યારે પાર્વતીશંકરને ? એ તો જન્મથી મુંબઈ રહે છે.'

'બાકીના બીજા વીસ લાખની વસ્તી પણ મુંબઈમાં ઘણા વર્ષોથી રહે છે.'

વીણાએ પદ્માને બચાવી 'ચંદુ, તને કોઈ પૂછે કે તું કલકત્તામાં કોઈ મોતીલાલને ઓળખે છે ? એવું તું પૂછે છે.'

'પણ હું એક મોતીલાલને ઓળખું છું.'

'કેમ દરબારકાકા ન આવ્યા ! પેલા શેરોમાં તો નથી ફસાયા ? અરે ચંદુ, પેલા જે શેરો વાસ્તે તને રજનીએ કહ્યું હતું તેની જ કાંઈ કાકા ગડમથલ કરે છે.'

'ચટકાયો.' ચંદ્રવદને દુઃખી વદન કર્યું.

'ચટકાયો ?'

'ચટકાચટક ચટકાયો.'

વીણાએ પદ્માને સમજ પાડી.

'એ ચટકા ચટક ચટકાયો. જેલમાં જવાના ઉત્સાહમાં ભૂલી ગયો હતો તે મેં યાદ કરી આપ્યું.'

'પેલો રજની માથું ખાઇ ગયો. કાંઈ લે–વેચ–અને માર્જીન આઈ જા, એમ બોલ્યા જ કરતો હતો. મારું મન એટલું આનંદમાં હતું કે મેં કહી દીધું : જા, માર્જીન લઈ લે.' બસ આટલામાં ચટકાયો.'

વીણા હસવા માંડી.

'ચંદુ, એ તો તને માત્રાની જેમ કામ લાગશે. જો કે તારી પાસે પૈસા બહુ છે. એટલે આ નુકશાન તને જણાશે પણ નહીં.'

'પૈસા તો ઠીક પણ મને બનાવી ગયો તે મારી અક્કલને લાંછન છે ને ?'

'તો આપણે એ વાત ગુપ્ત રાખીશું–લે, આ કાકા આવી લાગ્યા !'

વીણા નીચે દોડી–'દરબારકાકા' એણે બૂમ પાડી.

'વીણા !'

'કેટલું મોડું કર્યું ?'

'મારે મારા પેલા શેરદલાલને ત્યાં જવું પડયું અને...'

'હશે, આપણે ત્યાં મહેમાન આવ્યા છે.'

'કોણ ?'

'ચંદ્રવદન દેસાઈ.'

'ઓહો ! કેમ ચંદુ ?'

'અને પદ્માબેન.'

'આવો બેન ! રાવસાહેબે આવકાર આપ્યો. એમના આવકારમાં મીઠાશ હતી. એમના અવાજની અસર પુરુષોના પાકીટ ઉપર અને સ્ત્રીઓના હૃદય ઉપર સચોટ થતી. પદ્મા પાછી ખુરશીમાં સમાઈ ગઈ. જ્યારે રાવસાહેબ વાત કરતા ત્યારે વાત કરનાર જાણે કૃતાર્થ થયો હોય એમ એને લાગતું. કોઈ મહારાજા દ્વારપાળ સાથે વાત કરવાની મહેરબાની કરતા હોય એવો ભાસ થતો. આ પ્રભાવમાં એનો દેખાવ વધારો કરતો. ઊંચું કદાવર શરીર, કાળા ભરાવદાર વાળ, જેને સફાઈથી ગોઠવીને કપાળ ઉપર પડતી ટાલ બિલકુલ ઢાંકી દેતા. એનો દેખાવ એકદમ સ્વચ્છ અને જાણે હમણાં જ ધોબીની ભઠ્ઠીમાંથી બહાર પડયા હોય એવો હતો. કપડાંનો અનહદ શોખ હતો. રાવસાહેબના દરજી મોહન માટે લોકોની પડાપડી થતી.

'પદ્માબેન મુંબઈનાં છે.'

'એમ ! હું પણ મુંબઈ બહુ રહ્યો છું.'

'ક્યાં ?'

'ઇધર ઉધર, મુસાફરી મેં ઘણી કરી છે.'

'અમારા સ્ટુડીઓમાંથી 'આઉટડોર' સિન લેવા અમે પણ ઘણાં ફર્યાં છીએ. અહીં કરતાં તો મને ત્યાં ઘણું ગમે છે.'

'મને પણ,' રાવ સાહેબ સંમત થયા. હું પણ ત્યાંજ જવા વિચાર કરું છું.'

વીણાનું હૈયું ભરાઇ આવ્યું. એના સિવાય બધાંજ મુંબઈ જતાં લાગ્યાં.

'એ તમે ક્યારે નક્કી કર્યું ?' વીણાએ પૂછ્યું.

વીણા એના કાકા તરફ જ તાકી રહી હતી. એમનામાં આમ ફરક નહોતો લાગતો પણ વીણાની નજરે કાંઇ નવીનતા લાગી. રાવસાહેબ ઉપર જ્યારે આફત ઊતરતી ત્યારે વીણા પાંચ મિનિટમાં એને ખુશ કરી શકતી. એના કાકા વીણાને બહુ વહાલા હતા. વીણાને આ દુનિયામાં નરેન્દ્ર અને આ કાકા સિવાય બીજું કોઈ જ ન હતું.

'મને આજે જ વિચાર આવ્યો. નાનપણમાં મારા મિત્રો અને સગાંઓએ મને ત્યાં મોકલેલો અને હું ત્યાં સુખી હતો. તું કદી ગયો છે, ચંદુ!'

'કેવું અજબ? તમે આવ્યા તેજ વખતે હું જવાનો વિચાર કરતો હતો. ફક્ત અહીંથી નીકળવું એ એક આફત, પણ જો કોઈ ધકેલી આપે તો પછી ગમડાય.'

'મુંબઈમાં હું કલમની જીંદગી શીખ્યો.' રાવસાહેબે ચલાવ્યું. 'વેપારીઓ સાથે સમાગમ કરતાં શીખ્યો અને નવીન ધંધા કેમ શરુ કરવા તે કળા પણ શીખ્યો.'

'ભલે શીખ્યા, પણ હવે તો તમારે આ ઉમ્મરે નિરાંતે મારી સાથે અહીં જ રહેવાનું છે.' વીણાએ ચુકાદો આપ્યો.

'ઉમ્મર! મારી શી ઉમ્મર! અત્યારે હું વીસ બાવીસ વરસનો હોઉં એમ મને લાગે છે. અહીં એશઆરામમાં રહીને હું કટાઈ ગયો છું. મને મહેનતની જરૂર છે.'

'મહેનત!' વીણા હસવા માંડી. 'તમારી મહેનત તો સોફામાં પડે પડે જ હોય છે.'

'એજ મને લાગી આવ્યું છે. હું એક ખાધેલપીધેલ કાદવમાં આળોટતો પાડો બની ગયો છું. પણ હવે હું ભૂલ જરૂર સુધારવાનો.

'દરબારકાકા, શું થયું છે?' વીણાને ચિંતા થવા માંડી.

'હું સમજી શકું છું.' પદ્મા ધીમેથી બોલી.

'બરાબર છે, પદ્માબેન! આપણે તો દુનિયાના ફેરિયા છીએ. આ ચંદ્રવદન દેસાઈ જેવા અચળ નથી.'

'હેં–શું–હું?' સમાજની શોભારૂપ ચંદ્રવદન જાગ્યા. એ તો પદ્માને જ જોયા કરતા હતા.

'રખડાઉ ખરા પણ કલબમાં પાના રમીને ખીલીયડ઼ સુધી.' વીણાએ ચોખવટ કરી.

'એ વાત ખરી છે. એ કલંક હવે નહિ ટકે. ચંદુ, તું પણ બદલાઈ જાય હો?'

'બદલાઈ જાઉં. શા માટે?'

'પદ્માબેન–જા પાછી મુંબઈ જા–અહીં ઉદ્ધાર નથી.'

પદ્મા ઊભી થઈ ગઈ.

'હવે હું જાઉં, શુકજી રાહ જોતો હશે. બેન તમારો ઉપકાર નહિ ભૂલું.'

'આવજો હો.' વીણાએ મીઠાશથી કહ્યું.

'નમસ્તે, કાકા સાહેબ.'

'સુખી રહો બેટી.'

'સાહેબજી, દેસાઈજી.'

'હેં–ઓહો–એમ વાત છે. હમણાં આવ્યો, ચાલો તમને ઘેર પહોંચાડી દઉં. બધાંને સલામ.' બંને બહાર નીકળ્યા.

'શું સરસ હવા છે!' ચંદુએ વાત છેડી.

'છેસ્તો.'

આ ઉત્તર ચંદુને ગમ્યો. એ ચાલુ જમાનાની યુવતિઓથી ડરતો હતો. એની ચાલાકી, છૂટ, ભણતર અને લાંબી જીભથી એ ભડકતો રહેતો. આ છોકરીની રુપરેખા એને અસલ લાગી, બોલી જરા વિચિત્ર ખરી પણ ધીરા મીઠા અવાજ અને વિરુદ્ધ અભિપ્રાય પણ નહિ. નરમ–શાંત અને જેનાં નામ ન આવડે એવા બધા જ ગુણો હતા. ફરીથી એણે જોયું તો પદ્માની આંખમાં આંસુ જણાયાં.

'ઓ ભગવાન!'

ચંદુ એ બાબતથી બહુજ ડરતો–રડતી યુવતિ અને લડતાં કૂતરાં. પદ્માનું ઘર આવ્યું.

'સાહેબજી.'

'સાહેબજી.' ચંદુ યંત્રવત્ બોલ્યો એટલે કે સાહેબજી 'નહિ એક મિનિટ.' ચંદુ એની સામે આવી ઊભો રહ્યો. રસ્તામાં છોકરી રડે એ ઠીક નહિ. તપાસ કરવા જેવું.

'આમ કેમ?'

'કાંઈ નહિ–સાહેબજી.'

'પણ-તમે–એટલે હું–એટલે–કંઈ નહિ, કેમ? કંઈ છે જ. હોવું જ જોઇએ. હું દેખાતો નહિ હોઉં પણ સમજદાર છું હો. જ્યારે હું આંખમાં આંસુ જોઉં ત્યારે સમજી જાઉં. વાત કહો તો સિનારિયો લખાયને.'

પદ્મા ઉમરા ઉપર ઊભી રહી.

'વાત મારી મૂર્ખાઈની જ છે.'

'ના–ના.'

'હા–હા–અને ફરીથી હા–તમે બધા જ જાણે જોડેની શેરીમાં જવું હોય એમ વાતો કરવા લાગ્યા. અને હું જો અક્કલ મૂરખ ન હોત તો મુંબઈ જ હોત.'

'અક્કલ!'

'અદ્દલ, ચક્કર, મારા ચંપલથી માંડીને આ ખોટા મોતીના હાર સુધી માણસ–પણ ગળાથી ઉપર પથ્થર.'

ચંદુએ સમજવા બાથડીઆં માર્યાં.

'એટલે કે તમે કાંઈ ગુલાંટ ખાધી?'

'ગુલાંટ ખાઈ કૂવામાં પડી–મારી કંપની પાછી ગઈ ત્યારે લાલચની મારી હું અહીં જ રહી પડી.'

'અહીં ઉપરા ઉપરી માગાં આવ્યાં તેથી?'

'મને ઝડપી લેવા માટે હજી શેઠીઆઓ ગાળાગાળી ઉપર નથી આવ્યા. ભલે હિંદીઓ સ્વતંત્ર ન હોય–હું છું.'

ચંદુને સમજ ન પડી.

'પણ કુંવરી એટલે યુવતિ—બાળા...જો મુંબઈ જવું હોય તો અહીં શું કામ રહો છો? ઘર યાદ આવ્યા પછી જીવ જરૂર ઉથલાઈ જાય છે. હું મારી ફોઈને ત્યાં પંદર દિવસ રહેવા ગયો હતો અને અહીં પાછો આવવા ગાંડો થઈ ગયો અને ન અવાયું ત્યારે પોક મૂકી–સ્વપ્નામાં પણ ભડકી ઊઠતો. મારું માનો અને કાલે જ જાઓ.'

'કઈ ટ્રેનથી?'

'કેમ કઈ ટ્રેનથી? એ તો ખબર નથી પણ બધા કહે છે મેલ બહુ સારી, મુંબઈ મેલ.'

'કયો મેલ મફત લઈ જાય છે?'

'મફત—હાં એમ છે, ઓહો! ચંદુ સમજ્યો અને પદ્મા તરફ જોઈ રહ્યો. એને જિંદગીમાં પૈસાની તંગીનો ખ્યાલ જ કદી આવ્યો ન હતો. કોઈ મનુષ્ય પાસે અને તે પણ આવી પદ્મા જેવી સો ટકા યુવતિ પાસે પૈસા ન હોય એ એના મગજમાં ન આવ્યું.

'એટલે કે–તમારી પાસે–તમારી બેંકમાં સાફ?'

'સાફ અને ભેગું સૂફ પણ. આ નવા કાણાંવાળા પૈસાનું મારી પાસે છીદ્ર પણ નથી.'

ચંદુનું હૃદય આટલું કોઈ વખત ધ્રૂજી ઊઠેલું નહોતું. એના જીવનમાં ગરીબ વર્ગ આવતો જ ન હતો. એના મિત્રો જ્યારે કહેતા કે એક પૈસો ન હતો ત્યારે કોઈ નવી મોટર લેવાનો જ વિષય હોય.

'ભલા ભગવાન!' એનાથી બોલાઇ જવાયું.

ચંદુનું મગજ સતેજ બન્યું. એકદમ કોટના અસ્તરમાં ફાંફાં મારવા માંડ્યો. પોલિસ ચોકીમાં ભૂલી ગયો તેને માટે રાજી થયો. આમાં એને ઇશ્વરનો હાથ લાગ્યો. આ વધારે જરૂરિયાત ગણાય. એણે નોટ કહાડી.

'જુઓને મિસ, બાળા—યુવતિ—આ મારાથી નહિ વેડાય, બિલકુલ નહિ. આ તમારા પાટલૂનના ખીસ્સામાં એટલે કે જ્યાં ખીસ્સું હોય ત્યાં સરકાવી દ્યો.'

પદ્માએ નોટ હાથમાં લીધી.

'મારાથી નહિ લેવાય.'

'અરે પણ—સમજો. નહિ લેવાય એટલે?'

'પણ આ તો હજાર રુપિયા છે?'

'છે જ—મુંબઈ સુધી તો જવાશે ને? તમે કહેતાં હતાં ને કઈ મેલ મફત લઈ જાય છે?'

'ચંદ્રવદન દેસાઇ. મેઇલ આવતી કાલે ઊપડશે.'

'પણ મારાથી આટલા બધા રૂપીઆ લેવાય?'

'આ બહુ છે? મુંબઈ સુધી પહોંચે તોજ બસ છે ને.'

'તમને મારી આસ્થા...આટલા માટે...આ કરવા...' પદ્માનું મોઢું શરમથી લાલ થઈ ગયું.

'ખીસ્સું કાતરવા? શું બોલ્યાં! એ જૂના અને જાણીતા રિવાજને તમારા મનમાંથી નાબૂદ કરો. તમારી સામે ઊભેલો આ માનવી પૈસા કઢાવવાની તમામ રીતો જાણે છે. મારા ઉપર તમામ રીતો અજમાવી ચુકાઈ છે, અને દર વખતે હું દાઝ્યો છું. મારા અનુભવ મુજબ સાડીપાંસઠ રીતો છે. પાંસઠ પાકી અને એક માટે મને સંશય છે. એટલે તમારે મુંઝાવાનું કારણ નથી.'

'તમને શું કહ્યું?'

'કેમ કંઈ કહેવું છે?'

'ઘણુંયે...તમારે વિષે મારો સાચો અભિપ્રાય કેમ કહેવાય?' ચંદ્રવદનને હસવું આવ્યું.

'એજ શબ્દો–મને યાદ છે–નિશાળના માસ્તરો પણ મને એજ કહેતા હતા.'

'તમારા જેવો માણુસ મને કદી મળ્યો નથી, મારે શું કહેવું! શું કરવું?'

ચંદ્રવદન એક પગે ઊભો રહ્યો. એને વખાણુ સાંભળવાની આદત નહોતી.

'ત્યારે હું રસ્તો માપું. સાહેબજી, નમસ્તે, આવજો, એટલે કે આનંદ થયો.'

'આજે તો શુકજીને માટે જામફળ લાવીશ.'

'શુકજી?'

'મારો પોપટ.'

'ઓહો, પોપટ–પેલો પોપટ ઓળખ્યો.'

'કોઈ વખત મળીશું.'

'આ બાજુ જો આવો તો...'

'ત્યારે સાહેબજી.'

'ગુડ–બાય.'

પદ્માનું હૃદય ઉભરાઈ આવ્યું. પગથિયાં ઉપરથી દોટ મૂકી. ચંદુના ગળામાં બે સુંવાળા હાથ વિંટાયા અને ગાલ ઉપર સુગંધી પરવાળાંના બે મખમલના હોઠ ચુંબન કરી ગયા. પદ્મા નાઠી.

ચંદ્રવદને ગાલ ઉપર હાથ ફેરવ્યો.

'રાધેકૃષ્ણુ' એનાથી બોલાઈ જવાયું. બાજુમાં હસવાનો અવાજ આવ્યો. ચંદુએ નજર કરી તો એક યુવતિ મોઢામાં રુમાલવાળી હસતી હતી. ચંદુ તતડી ઊઠયો.

'હરામ...'

ચંદવદન દેસાઈ પલાયન થઈ ગયા. વિચારમાં ગરકાવ થઈ ગયા. આ નોટો વેરવી એ ગવેડાઈ તો નહીં હોય? પણ પદ્માનું પ્રફુલ્લ મોઢું યાદ આવ્યું અને રાજી થયા.

વીણા હજી રાવસાહેબ તરફ તાકી રહી હતી. જેવાં પદ્મા અને ચંદ્રવદન ગયાં એટલે રાવસાહેબ ઊભા થયા.

'સારી છોકરી, કોણ હતી?'

'કોઈ ચંદુની ઓળખીતી હતી.' વીણાએ ટૂંકું વાળ્યું.

'લાયક છોકરી,' રાવસાહેબે ચિરુટનો એક ધુમાડાનો ગોટ કહાડયો. 'વીણા તને યાદ છે? હું તારા મોં ઉપર ધુમાડો ઉરાડતો હતો.'

'બરાબર, તમે કહેતા કે એ તો પરણવાની લાયકાત મેળવવાની કેળવણી છે. જે પત્નીને સિગારનો ધુમાડો ગમે તે દુ:ખી ન થાય. તે વાત પણ ખરી છે.'

'સાચું—નરેન્દ્ર તો બહુજ ચિરૂટો પીએ છે. વીણા, તને નરેન્દ્ર પસંદ છે?'

'તમને શું થયું છે?'

'કાંઈ નહીં. પૈસો પણ ઘણો છે. પરણીને શ્રીમંતાઈથી તું રહી શકીશ.'

રાવસાહેબની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. પોતે કદી પરણ્યા ન હતા. લગ્નની વિરુદ્ધ હતા. પણ એકાદ પુત્રી માટે તલસતા હતા. વીણાનાં માબાપ ગુજરી ગયાં અને એને વીણા મળ્યા પછી એમને સંપૂર્ણ આનંદ હતો. વીણાએ કાકાનાં કપડાં ઉપર હાથ ફેરવ્યો.

'દરબારકાકા, તમારાં કપડાં જેવાં કેમ કોઈનાં જ નથી હોતાં?'

'એ કપડાંની અંદરનો પુરુષ કથિર છે, તારા પિતા કહેતા કે હું ગૃહસ્થ માણસ નથી.'

'કાકા—કહો ને શું છે?' વીણાના અવાજમાં ગભરાટ હતો.

રાવસાહેબ કડવા પ્રસંગોથી નાસતા ફરતા, પણ અત્યારે તેમનો છુટકો ન હતો.

'વીણા !'

'હા – કહો ને.'

'વીણા, તારા પિતાએ ઘણા પૈસા તારે માટે મૂક્યા હતા.'

'એમ ?'

'હા, મને ટ્રસ્ટી નીમ્યો – પણ – પેલા રજનીએ મને લોભાવ્યો અને – અને–'

'ચંદ્ર પણ દાઝ્યો છે એ જ વાત ને ?'

'હા, પણ હું દાઝ્યો નથી, તારી તમામ મિલકત સળગાવી મૂકી છે—'

'તમામ ?'

'આ બંગલો પણ જશે. પણ તું શ્રીમંતને પરણવાની છે એટલી નિરાંત છે.'

વીણાએ આ પરિસ્થિતિ સમજવાનો પ્રયાસ કર્યો.

'પણ હું બરાબર સમજી નહીં.'

બોલતે બોલતે જ વીણા સમજી. જે કાકાએ એને બધાં જ લાડ લડાવ્યાં હતાં, જેણે એની એકે ઇચ્છા અપૂર્ણ કદી નહોતી રાખી; નાટક, સિનેમા, સરકસ, મોટી હોટલો, અને પછીથી સિમલા, કાશ્મીર, ઉટી, કશું જ બાકી નહોતું રાખ્યું: તે જ એના લાડકા કાકાએ એની બધી દોલત ગુમાવી દીધી. એને અણગમો આવતો ત્યારે કલાકો સુધી એ કાકા એની સાથે બાળરમત રમતા અને ઊંઘી જાય ત્યાં સુધી વાર્તાઓ કહેતો. એ કાકાની સોડમાં ભરાઈ.

'કાકા, દરબારકાકા, મારા જ માનીતા કાકા.'

'માનીતો ?' રાવસાહેબનો અવાજ થરડાયો.

'ઘણો જ, હવે કરુણ રસને તિલાંજલિ આપો. આ કપડાંમાં તો આનંદ રસ જ શોભે.'

'પણ તું સમજી. મેં તારો પૈસો ઉડાવી દીધો. તારો–મારો નહીં.'

'સમજી – એમાં શું?'

'એમાં શું? – વીણા મારા ઉપર ધિક્કાર નથી છૂટતો?'

'તમારા ઉપર કોઇને કદીયે ધિક્કાર છૂટયો છે?'

રાવસાહેબે વીણાને ખોળામાં લીધી.

'વીણા–તું- તું એક યોદ્ધો છે, હો.'

વીણાને ખાત્રી હતી કે આ પ્રસંગ જો પસાર થઈ જાય તો રાવસાહેબનો કરુણ રસ લાંબો નહીં ચાલે. કારણ એમનો સ્વભાવ સ્થિતિસ્થાપક હતો. દુઃખથી તણાય પણ છૂટયો એટલે હતો તેવો જ. આનંદ સિવાય એમને બીજું કંઈ ફાવતું નહીં. એમને ભવિષ્ય હમેશાં ઉજળું જ દેખાતું.

વીણાને નરેન્દ્રનો વિચાર આવ્યો. હવે તો આ શુદ્ધ પ્રેમલગ્ન જ થવાનું. 'પ્રેમ ખાતર ભિખારણને પરણેલો રાજકુંવર' એવું બનશે. વીણા રાજી થઈ. પૈસાની ડખલ ગઈ એટલે હવે એનો નરેન્દ્ર ઉપર જ આધાર હતો. વીણાને સુખી કરવા માટે નરેન્દ્રને સંપૂર્ણ અવકાશ મળશે.

'કાકા સાહેબ, તમામ ખોયું? સમજ તો પાડો.'

'હું પણ બરાબર નથી સમજ્યો, પણ તારું લગ્ન કરી શકાશે. પછી શો વાંધો છે? અને મારી ફિકર ન કરીશ. મુંબઈમાં હું પહેલાં કમાતો હતો અને હજી કમાઈ શકીશ. હું સડી જતો બચી જઈશ અને ચરબીથી દબાઇને મારું હૃદય બંધ થઈ જાય તે પહેલાં એ ચરબીને ઉતારીશ.'

વીણાને ખૂબ જ હસવું આવ્યું. રાવસાહેબ આફતને હળવી તો જરૂર કરી શકતા.

'રાવસાહેબ, તમારી નજરે આ સારામાં સારી દુનિયામાં સારા માણસો વસે છે નહીં '

રાવસાહેબ પાછા ગંભીર બન્યા.

'તું એમ ન માનીશ કે હું મારા ગુનામાંથી નાસી છૂટવા માગું છું. મારો વાંક સોએ સો ટકા. મેં તો ટ્રસ્ટી થવા ના પાડી હતી પણ તારી માને મારા ઉપર ગાંડો વિશ્વાસ એટલે એણે મરતી વખતે મારા ઉપર જોખમ મૂક્યું. વીણા, કોઈ દહાડો કોઈની ટ્રસ્ટી ન થઈશ. પૈસા ભરચક હોય અને વાપરવાની મનાઈ એ અસહ્ય હોય છે. છેવટે વપરાય જ છે અને આવી દુર્દશા થાય છે. કરોડપતિ થવા મેં આ શેરો ખોબેખોબે લીધા અને કંપની ખલાસ. આ વાર્તા છે.'

'અને એનું આ 'સુખી છેવટ' ખરું ?'

'સુખી–છેવટ જ છે. તારું લગ્ન, ધામધૂમ, જમણ, નાચ, ગાન, ચારે બાજુ ખુશાલીના પોકારો અને બસ લહેર. નરેન્દ્ર ઘણો ધીર, ગંભીર અને ભરોંસાદાર શ્રીમંત છે. અને આપણે એકાદ મહિનો આમ જ ખેંચી કહાડીશું.'

'પણ એને ખબર તો આપવી જ પડશે ને ?

'શું કામ ? એ ડહાપણ છે ?'

'ડહાપણ તો કોણ જાણે, પણ કહેવું તો પડે જ. આજે તો એ બહાર ગામ જવાના છે.'

'સારું છે. વિચાર કરવાનો વખત મળશે.'

'હું કાગળ લખીશ.'

'કાગળ ?'

એટલામાં નોકર કાગળ લઈને આવ્યો.

'વીણાબેનનો કાગળ છે.'

'ત્યારે તો નરેન્દ્રનો જ હશે. તું કહેતી હતી ને કે આજે બહારગામ જવાનો છે!'

'એમનો જ છે.' વીણાએ કાગળ લીધો, નોકર ઊભો રહ્યો. કાગળ વાંચીને વીણા કાંઈજ બોલી નહીં. નાની ચિઠ્ઠી જ હતી પણ એણે વાંચ્યા જ કરી. મોં ફિક્કું ફચ્ચ થઈ ગયું. નોકરે છેવટે પૂછ્યું: 'જવાબ છે?'

'હશે જ. આજે જવાનો છે એટલે ચિઠ્ઠી લખી છે. માણસને ઊભો રાખ' રાવસાહેબે હુકમ કર્યો.

'જવાબ નથી.' ઊંડાણમાંથી વીણાએ જવાબ આપ્યો.

નોકર ચાલ્યો ગયો. વીણા ચિઠ્ઠી મુઠ્ઠીમાં કચડી નાંખી છત તરફ જોઈ રહી હતી. રાવસાહેબનું પણ ધ્યાન ખેંચાયું.

'શું છે વીણા? કાંઈ માઠા સમાચાર તો નથી ને?'

'નરેન્દ્રે સગાઈ તોડી નાંખી.' વીણાની મુઠ્ઠીમાંથી ચિઠ્ઠી પડી ગઈ.

'હેં!' રાવસાહેબ તાપતા હતા તે દાઝ્યા હોય એમ ઊછળ્યા, 'તેં શું કહ્યું? એણે જ તોડી નાખી?'

'હા.'

'કૂતરો–એની જાત...મને એ કદી ગમ્યો ન હતો. વિશ્વાસપાત્ર હતો જ નહીં.'

'પણ આ કેમ બને?–એને ક્યાંથી ખબર પડી? અશક્ય છે.'

'એ નથી જાણતો, આ તો બીજું જ કારણ છે.'

'પણ–હું ચિઠ્ઠી વાંચું?'

વીણાએ ચિઠ્ઠી આપી. રાવસાહેબે અર્ધચંદ્રાકાર ઘાટનાં સોનાનાં ચશ્માં કાઢ્યાં અને કોઈ વીંછીને તપાસતા હોય એમ ચિઠ્ઠી વાંચી.

'કુક્કર, ખસિયલ, કૂતરો, હું જો જરા જુવાન હોત... અરેરે-વીણા-દીકરી.'

વીણાએ એના ખભા ઉપર માથું નાખી રડવા માંડ્યું.

'વીણા-સુવરની ઓલાદ-મારી લાડકી-શયતાન...મારી લાડકી દીકરી...એ એ બાપના હરામજાદાનું હું ચામડું ઉતરડી નાંખીશ.'

વીણાએ આંસુ ટપકતી આંખો સાથે કાકા સામે જોયું.

'વીણા, મારું બચ્ચું-બચોળીઉં.'

રાવસાહેબે વીણાનું મોઢું બે હાથ વચ્ચે દાબી દીધું.

'કાકા, બધી જ આફત એક સાથે જ તૂટી પડવા માંડી નહીં? આ તમારા વાળ, કપડાં-ચશ્મા-દરબારકાકા, આ તમારા દેદાર તો જુઓ.'

રાવસાહેબે ફુંફાડો માર્યો.

'મને મળવા તો દે.'

'ગઈ ગુજરી મરવા દો ને. એની ફિકર કરવા જેવું શું છે? કશાનીયે ફિકર કરવા જેવું શું છે? હવે તમે એકદમ મુંબઈ ચાલો.'

'કાલેજ-મેઃરમાં-હું તમામ કાગળો મારા સોલીસિટરને સોંપી દઈશ. વીણા, હું તને ખોયેલું બધું જ પાછું મેળવી આપીશ. મરીશ પણ તને પાછી એશઆરામમાં મૂકી દઈશ. અને કશું નહીં બને તો હું સોગન ખાઈને કહું છું, કે હું જાતે મહેનત કરીશ. સમજી, જાત-મહેનત કરીશ.'

રાવસાહેબે જાતમહેનત કરવાનો નિશ્ચય મગજમાં બરાબર ઠોકી બેસાડવા ટેબલ ઉપર મુક્કો માર્યો અને ટેબલ ઉપરનું ફૂલનું વાઝ ઉછળીને હેઠળ પડ્યું. તમામ ફૂલો વેરાઈ ગયાં.

★

# પ્રકરણ ૫ મું

## મુંબઈ

'લો આ મુંબઈ,' રાવસાહેબે મુંબઈ વીણા ખાતર જ બનાવીને આપ્યું હોય એમ ધરી દીધું. 'જોને, હું મુંબઈમાં ગમે ત્યાં જગ્યા શોધી કહાડીશ પણ તું મને કાગળ લખતી રહેજે. હું તને મારું શરનામું જઈને તરત મોકલીશ.'

'શરનામું મોકલશો?'

'હા કેમ! જો હું તને કહેવું જ ભૂલી ગયો. અહીં એક તારો મામો રહે છે. ઘાટકુપરથી થોડે દૂર છે. તેને પોતાનો બંગલો છે. તને ખબર જ નહીં હોય. ખેતી કરે છે. બહુ સજ્જન માણસ છે. મેં તો કદી જોયો નથી, પણ મેં એને તાર કરી નાખ્યો છે. અને જવાબ પણ આવી ગયો છે.'

'પણ મારે તો તમારી સાથે જ રહેવું છે.'

'બને જ નહીં. હું તો બહુ જ કામમાં હોઈશ. તું તો મને નડતર રૂપ થઈ પડીશ. હું જરા આમતેમ જોઈ વળું, પછી તને બોલાવી લઈશ. જોને, હું જે કમાઈશ તે બધું તારું જ છે ને. વીણા, તને જ આપીશ.' બાદશાહ સલામત સોનામહોર વેરતા હોય એમ રાવસાહેબે સખી દીલ દેખાડી દીધું.

'તમે શું કરશો?'

'હું-હારતો-હું એટલે!' આવા સીધા પ્રશ્નનો જવાબ આપવો જરા મુસ્કેલ હતું. 'હું-તો..'

'આમતેમ જરા તપાસ કરીશ.' વીણાએ જવાબ સૂચવ્યો.

'એમ જ. જરા આંખ ફેરવી લઈશ. તેં જોયું ને આખી મુસાફરીમાં મેં તમામ શ્રીમંત દેખાતા મુસાફરો સાથે કેટલો સંપર્ક સાધ્યો છે. એ ઘણીવાર ખરેખરો કામ લાગે છે. પેલો કાણીઓ સિલોનનો સૌથી શ્રીમંત વેપારી છે.'

'પણ તે તમારે મુંબાઈમાં શા કામનો?'

'એ જ છે ને!–મારે મુસાફરી પણ કરવી પડે–માટે જ તને મોકલી દેવી પડે છે.'

'એ તો સમજી, પણ મને એ જંગલમાં કેમ ગમશે?'

'અરે બહુ જ સુંદર જગ્યા છે. ત્યાં કુદરત બહુ જોરમાં છે એમ કહે છે.'

'તમે કદી ગયા છો?'

'ના–પણ ત્યાંની હવામાં ઘણા ગુણ છે. લોહી ચોખ્ખું કરે છે–વધારે છે–સ્વભાવ શાંત રહે છે. મહાબળેશ્વર જેવું છે. તું તો દરેક ચીજની કાળી બાજુ જ જુએ છે!'

'બીજી કઈ બાજુ છે?' વીણા મલકાઈ. 'પણ એકદમ શ્રીમંત થઈ જજો હો. મારે તમારી પાસે આવવું છે.'

'વીણા, આખા શહેરમાં જ્યાં મેં છૂટો રૂપીઓ જોયો તે મારા ખીસામાં જ પડવાનો અને જો છૂટા રૂપીઆ નજરે નહીં આવે તો હું એને ચોંટ્યા હશે ત્યાંથી ઉખેડીને છૂટા કરીશ. હજી તને મારી કમાવાની શક્તિનો ખ્યાલ નથી. થોડા જ માણસોને...'

'મને તેનો ખ્યાલ આવી ગયો. આ મારી લોકલ આવી.'

*

નાનું સ્ટેશન–સ્ટેશન માસ્તર, ટિકિટ કલેકટર, સિગ્નલર અને પોર્ટરનું કામ એક જ માણસ કરતો હતો. વીણા લોકલમાંથી ઊતરી.

ત્યાં એક ગામડિયા કપડાંમાં ચીમળાઈ ગએલો પુરુષ આંટા મારતો હતો. વીણા ઊતરી એટલે એને જોવા માંડ્યો.

'તમે માધુમામા?'

"હા—હું જ" માધુમામાના મોં ઉપર હાસ્ય કે આવકાર જેવું કાંઈજ જણાયું નહીં. 'તું વીણા કે?' નાની હતી ત્યારે મને યાદ છે તારા જેવું ધાંધાટિયું છોકરું મેં કદી નહીં જોયેલું. ચીસાચીસ કરી મૂકતી હતી.'

'હવે તો બહુ જ શાંત છું.' વીણાએ આશ્વાસન આપ્યું.

પણ મામાને તો બીજો જ ઉપદ્રવ હતો.

'ઘેર ગાડી કરીને જવું છે? ગાડી તો મંગાવવી પડશે. એક રૂપિયો ચોંટશે અને ઘર તો અહીંથી બે માઈલ પણ નથી. તને ચાલવાનો શોખ ખરો?

વીણા સમજી ગઈ.

'ઘણો જ, પણ આ મારી ટ્રંકનું શું?'

'એ તો મજૂર લાવશે. ચાલ, ત્યારે ચાલવા માંડ.'

કડકડતી ઠંડીમાં ચાલી નીકળ્યાં.

'તારા કાકાએ મને તાર કર્યો હતો, અને કહ્યું હતું કે તારો અહીં રહેવાનો વિચાર છે. અહીં થોડી સ્થાવર મિલકત, મકાન વગેરે છે, તે હું તને બતાવીશ. ભાડે રાખ કે ખરીદ કર. મારી સલાહ ખરીદ કરવાની છે. આ જગ્યા જતે દહાડે બહુ વધી જશે. કાલે હું તને બંગલા બતાવીશ.'

વીણા તો જોઈજ રહી. દરબારકાકાએ શી વાતચીત કરી હશે તે સમજી ગઈ. મામાને ભરાવી દીધું હશે કે વીણા શ્રીમંત છે. વીણા સુખી થાય તે ખાતર કાકાને જૂઠું બોલવામાં સંકોચ તો શું પણ આનંદ આવ્યો હશે.

'આ મારું ઘર. માણસોની બહુ જ તંગી. બધા જ લૂંટારા છે અને જો કહેવા જાઓ તો જતા રહે છે.'

×

વીણા મામાને ત્યાં આઠ દિવસ રહી. મામાએ વીણાને હતા એટલા બંગલા અને જમીનો દેખાડી. મામો સ્થાવર મિલકતનો દલાલ હતો. આખો દહાડો શિખામણ આપતો કે ખરીદવામાં લાભ છે. આઠમે દહાડે રાવસાહેબે કાગળ લખ્યો અને વીસ રૂપીઆ મોકલાવ્યા. આંડ હોટેલનું શરનામું હતું. સવારમાં કાગળ આવ્યો અને બપોરે મામો વીણાને બીજો બંગલો જોવા લઇ ગયો.

'જોને, વીણા, આ મિલકતની એક લાખ વીસહજારની માંગ છે. પણ દસ હજાર ઓછા કરી શકાશે.'

'પણ મામા, મારી પાસે તો વીસ રૂપીઆ છે.'

'વીસ રૂપીઆ?

'વીસ રૂપીઆ.'

'પણ તારા બાપ તો બહુ શ્રીમંત હતા?'

'એ બધા ગયા – શેરમાં.'

'હેં, સટ્ટો કર્યો?'

'હા.'

'તને કોણે કરવા દીધો? તારા કાકાએ રોકી નહીં?'

'મેં માન્યું નહીં.'

'ત્યારે તો ગેરસમજ થઈ.'

'મને પણ એમજ લાગે છે.'

આ સમાચારથી મામાને ઘેર અગત્યના ફેરફારો થઈ ગયા. બીજે દહાડે સવારે મામાની નાની છોકરી આવી.

'બા કહે છે મને ફરવા લઈ જાઓ.'

'ક્યાં જઈશું ?'

'મને તેડીને લઈ જવા કહ્યું છે.'

'તેડીને કેમ ?'

'નોકરને રજા આપી છે.'

'ક્યારે ?'

'કાલ રાતથી.'

એટલામાં બીજાં છોકરાં આવ્યાં.

'બાએ કહ્યું છે અમને નવરાવો અને માથાં હોળીને કપડાં પહેરાવો !'

'જરુર, પણ હું જરા બજારમાં જઈ સાબુ લઈ આવું.'

વીણા સ્ટેશને ગઈ અને મુંબઈ જવાની લોકલ પકડી.



## પ્રકરણ ૬ ઠું

### પ્રેમ કે પુરુષાર્થ ?

ડૉક્ટરો કહે છે કે રાતના બે વાગે મનુષ્યના શરીરની તાજગીનો પારો નીચામાં નીચો હોય છે, અને તેથી એ વખતે મનુષ્યને વર્તમાન કાળ અસહ્ય લાગે છે, ભવિષ્ય ભયંકર લાગે છે અને ભૂતકાળ માટે પશ્ચાત્તાપ થાય છે. પણ અનુભવીઓ માને છે કે આ ડૉક્ટરોની શોધ ખોટી છે. આ દશા મનુષ્યની થાય છે ખરી પણ

બરાબર જમવાના ટાઈમના એક કલાક પહેલાં. ચંદ્રવદન આવા વિચારે ચઢી ગયો હતો. આ સમયે મનુષ્યનું નૈસર્ગિક આવડત અને હોશીઆરી રુપી અભિમાનનું બખ્તર ભિતરી જાય છે. આ દુનિયા જેમાં કોઈ જ પાર નથી ભિતરતું તેમાં આપણે ડોબાંચારુ તરીકે ઉઘાડા પડીએ છીએ. હાથ નાખીએ ત્યાં સોનું પાકવાને બદલે કાંટા લાગે છે. પરમાર્થ કરવાના ઉચ્ચ આદર્શથી ધંધો શરુ કર્યા પછી, કોઈ મહાન ડફોળ પણ શરમાય, એવી ભૂલો કરીને આપણા મિત્રો અને સગાંવહાલાંઓને પણ આપણી સાથે ડુબાડી દઈએ છીએ.

ચંદ્રવદનની આવી દશા ચાલતી હતી એવામાં પ્રવીણ ટપકી પડ્યો, અને એણે પેસતાં જ ઝાટકો માર્યો.

'ચંદુ, ખબર પડી કે? તારો પેલો દીલોજાન દોસ્ત, પેલા નકલી ટાગોરે સગાઈ તોડી નાખી.'

'પીરસેલી બાસુદી બગડી ગઈ, નહીં?'

'બગડી ગઈ? ઝેરી થઈ ગઈ. આવું થયું સાંભળ્યું છે? છોકરીએ મિલકત ગુમાવી એટલે એને ફેંકી દેવી! વાહ, ખરી અમીરાઈ!'

'મિલકત ગઈ? શું બકે છે?'

પ્રવીણને વધારે અચંબો થયો, શું ચંદુ જાણતો જ ન હતો? 'કેમ બન્યું તે તો કોણ જાણે, પણ પહેરવાનાં લૂગડાં પણ ઉછીનાં લઈને જવું પડ્યું અને પેલા નીચ ઈલકાબીએ એને વહેતી મૂકી! એ તો મુંબઈ ગઈ. પણ આવે વખતે તરછોડાય?' પ્રવીણના મત પ્રમાણે જેમ છોકરી વધારે આફતમાં તેમ આપણે વધારે ચીટકુ થવું જોઈએ. ચંદુએ બચાવ કર્યો.

'પણ તારું ધારવું ખોટું છે. કારણ બીજું જ હતું. જોને...' ચંદુ અટકી ગયો. આને કહેવું એટલે આખા શહેરમાં જાહેરખબર આપવી. 'હું કહું છું ને બીજું જ કારણ હતું.'

'એમ કે '

'પણ હું ખરું કહું છું.'

'ચંદુ, હું નથી માનતો અને તું પણ ના માનીશ. આવું તું પણ ન કરે, હું પણ ન કરું, કોઈ પણ ન કરે તે તારા દેવે કર્યું. ભલે તારો મિત્ર રહ્યો, પણ મને જો મળશે તો હું અપમાન કરીશ. પણ મારે તો એની સાથે બોલવા વહેવાર પણ નથી.'

આ સમાચાર પછી ચંદુનું મન વ્યગ્ર થઈ ગયું. બીજે દહાડે કીસનની કલબમાં જમવા ગયો. કીસન મળ્યો નહીં. ત્યાં નરેન્દ્ર આવ્યો અને તરતજ બધા મેમ્બરો ત્યાંથી વિખેરાઈ ગયા. નરેન્દ્રને કાંઈ અજુગતું ન લાગ્યું પણ ચંદુને હાડોહાડ લાગી ગયું. નરેન્દ્ર જતો રહ્યો અને તરતજ કીસન આવ્યો.

'જરા મોડું થઈ ગયું ખરું. લે ચાલ, જરા બે 'છોટાં' મારી લઈએ.'

બંને જમવા બેઠા. ચંદુ મૂંગો થઈ ગયો.

'ફ્વાબમાં કંઈ હરી?' કીસને પૂછયું.

'ઘણી મોટી' ચંદુએ નિઃસાસો નાખ્યો.

'ઘોડો ફ્લ્લો આવ્યો?'

'ના.'

'વાયુનો ઉપદ્રવ.'

'ના...ચિંતા.'

'નરૂ.'

'નરુ? અરે હા નરૂ—નરેન્દ્ર—સર નરેન્દ્ર?'

'હા.'

કીસન ગંભીર થઈ ગયો.

'એને શું થયું છે?'

'જોને, ગઈ કાલે આફત થઈ ગઈ. મારે ત્યાં એક માણસ ટપકી પડયો. એને હું થીએટરમાં મળ્યો હતો પણ વગર ઓળખાણે મારી સાથે બોલ્યો એટલે બીજું શું થાય? મેં રસ્તો માપ્યો.'

'બરાબર છે.' ક્રીસને ટહુકો પૂર્યો. 'આવે પ્રસંગે રસ્તો જ મપાય.'

'પણ એણે નાનપણની ઓળખાણ કહાડી તે મને પણ યાદ આવ્યું કે એ તો બિપીન. મેં એને સોડા, બરફ અને બાટલી વગેરે ધરી દીધાં. નાનપણમાં લંગોટિયા જેમ હતા. એણે વીણાની મિલકત વિષે પૂછ્યું. મને પ્રવીણે ખબર આપેલી તે મેં કહ્યું. એણે મને જમવાનું આમંત્રણ આપ્યું. મેં કહ્યું: 'નરેન્દ્ર મારે ઘેર છે;' એટલે એણે કહ્યું: 'નરેન્દ્રને પણ લેતો આવજે.' પછી વીણાનાં લગ્ન વિષે પૂછ્યું: મેં કહ્યું 'ઊડી ગયાં.' 'ઊડી ગયાં?' હા, એ તો મુંબઈ ગઈ.'

'વીણાએ ના પાડી?' 'ના નરેન્દ્રે.' 'હેં! નરેન્દ્રે?' એટલામાં નરેન્દ્ર આવ્યો. એની જ રાહ જોતા હતા. પેલો બિપીન ઊભો થયો. મેં કહ્યું. આ બિપીન, સર નરેન્દ્ર—નરેન્દ્રે શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો, પણ પેલા બિપીને તો પોતાની ઘડિયાળ કહાડી—મેં ફરીથી કહ્યું 'આ નરેન્દ્ર' અને પછી...'

ચંદુ અબોલ થઈ ગયો અને ગલાસ ખલાસ કર્યો.

'પછી શું?' ક્રીસને રસથી પૂછ્યું.

'શું? નરેન્દ્રનો હાથ તો લંબાવેલો જ હતો અને બિપીને એના તરફ નજર પણ ન કરી. જો આ છરી તે નરેન્દ્ર—આ કાંટો તે બિપીન

અને આ બાફેલો બટાકો તે હું. આ કાંટાએ બટાકાને કહ્યું–' ચંદુ, મારે જવું પડશે. ' કહીને ચાલ્યો જ ગયો. જાણે છરીની હયાતી જ ન હોય. મને તો કાંઈ સૂઝ જ ન પડી. ' ચંદુએ બીજો ગ્લાસ ભર્યો.

' એ બિપીન મને ગમ્યો. '

' ગમ્યો ? પણ તું સમજ્યો ? '

' બરાબર સમજ્યો—ચંદુ, એક વાત સમજી લે. તારો આ નરેન્દ્ર, સર હોય, બેરોનેટ હોય કે ટાગોર હોય પણ છોકરી ભિખારી થઈ ગઈ માટે જે સગાઈ તોડે અને પાછો બધાની વચ્ચે બેશરમ જેવો ફરે એ કેમ બને ? મારો મત કહું ? આ તારો મિત્ર–જો કે તારો મિત્ર કેમ થયો એ નવાઈની વાત છે–આ તારા મિત્રને કહેજે કે વીણાને સમજાવીને લગ્ન કરે અથવા એ વાત ભુલાય ત્યાં સુધી છુપાઈ રહે. હું કીસન, રજની, પ્રમોદ, એ બધા વીણાને ઓળખતા હતા, એની સાથે સારો સંબંધ હતો એટલે અમને બહુ લાગી આવ્યું છે. નરેન્દ્ર આપણા મંડળમાં નથી, પણ અમારા કહેવાથી બધા જ જાણશે મારી બેન વીણાની મિત્ર હતી. તે કહે છે કે જ્યાં તારો નરુ મળશે ત્યાં એનું અપમાન કર્યા વગર નહીં છોડે. જો મંડપ નહીં કરે તો કલકત્તા એને ભારે પડી જશે. '

' પણ તું આ વાત બરાબર સમજ્યો નથી. '

' બરાબર એટલે ? '

' વાત જુદી જ છે. '

' શું છે ? શી છે ? '

ચંદ્રવદને પોલિસ સ્ટેશનની વાત કહી.

' પોપટને બચાવ્યો માટે ? '

' હા. '

'કહેતા બી દીવાના કે સૂનતા ? ચંદુ, તારા મિત્રને બચાવવા તેં મહેનત ઠીક કરી પણ આ વાત કોઈને પણ ગળે ઊતરે ખરી ? બધાને મૂર્ખા સમજે છે ?' કીસને ભવાં ચઢાવ્યાં.

'પણ હું સાચું કહું છું.'

'ચંદુ, શું કામ ફાંફાં મારે છે? તારો નરુ બળશિયું નીકળ્યો. વીણાના પૈસા ગયા એટલે સાલો છટક્યો.'

'પણ નરુ પાસે ક્યાં પૈસાની ખોટ છે ?'

'ચંદુ, કોઈ પણ પાસે પૈસા પૂરતા હોતા જ નથી. એના મનથી એની કોથળીમાં વીણાની થેલી ભરાશે, પણ જ્યારે જામગરી સળગી ગઈ અને ટેટા ન ફૂટયો એટલે ફેંકી દીધો. હવે એની વાત છોડ. મને ખાવું નહીં ભાવે.'

\+ \+ \+

ચંદ્રવદનને ખરેખરી મૂંઝવણ થઈ. પ્રવીણે શરુઆત કરી. પછી બિપીનની વિચિત્ર વર્તણુંક અને કીસનની પૂર્ણાહૂતિ. કલકત્તા ઘણું મોટું શહેર છે, પણ શહેરમાં દરેક માણસને પોતાનો નાનો સમાજ હોય છે અને એ સમાજમાં પોતાની ટોળી હોય છે, એ એનું ગામડું બની રહે છે. નરેન્દ્રની ટીકા છૂટથી થવા માંડી હતી. દરેક જગ્યાએ ઓળખીતાં લોકોનાં ટોળાં નરેન્દ્રને જોઈને પીઠ ફેરવી ચાલ્યાં જશે. એ દૃષ્ય ચંદ્રવદનની નજર આગળ તરવા માંડયું. નરુને ખબર તો આપવી જોઈએ પણ આ વાત કાઢવી કેવી રીતે ? નરેન્દ્રની તબિયત પણ ઠીક ન હતી. ગમે તે ભોગે ફરજ બજાવવી જ જોઈએ.

'નરેન્દ્ર !'

'હં.'

'ન દોસ્ત.'

'પણ બોલને.'

ચંદ્રવદનને થયું કે આ વાત ઘણી નાજુકતાથી ઉપાડવી પડશે.

'જોને, આ વીણાની વાત સ્તો.'

ચંદુ તાપણી આગળ પગ ગરમ થઈ ગયા હતા તેને જરા પંપાળવામાં પડ્યો અને એણે નરેન્દ્રનાં ભવાં જોયાં નહીં.

'તેનું શું?'

'પેલો જયન્ત કહેતો હતો.'

'જહાન્નમમાં ગયો જયન્ત.'

'જરુર-જરુર પણ.'

'જયન્ત છે કોણ?'

'પેલો મેં તને વાત કરી હતી તે...'

'એ શું બોલતો હતો?'

'પ્રવીણની બેન અને બીજા ઘણા...'

'શું કહેતાં હતાં?'

નરેન્દ્ર તદ્દન એની માતુશ્રી જેવો દેખાતો હતો. એ વાત ચંદુને ન ગમી. કોઈ પણ મનુષ્યે અમ્મા જેવું દેખાવું નજ જોઈએ, એવું ચંદુને લાગ્યા જ કરતું.

'શું કહેતા હતા?' કડકાશથી નરેન્દ્રે પૂછ્યું.

'એટલે કે—એ જરા—એમ કે વીણાને જાણે પડ્યા ઉપર પાટું જેવું...'

નરેન્દ્રનું મોઢું વંકાયું. એકલા તિરસ્કારથી નહીં પણ અપચાનું કારણ વધારે હતું. દરદ ઊપડવાના ઊંડાણમાં ભણકારા વાગી રહ્યા હતા.

'તું જ્યારે તારા મિત્રો સાથે ગુફતેગો કરે ત્યારે મારા સિવાય કોઈ બીજો વિષય શોધી લઈશ તો મહેરબાની.'

'પણ એ લોકો જ વાતો કરે છે.'

'અને જો વાતો કરે તો મને કહીશ નહીં, તારા મિત્રો શું કહે છે તેની મને સહેજે પરવા નથી.'

તેં મને તારે ઘેર રાખ્યો એ મહેરબાની પણ આજે હું જઈશ.'

'અરે–પણ એ તું તો તદ્દન ઉંધે રસ્તે ચઢી ગયો.'

'સાહેબજી.'

'પણ જો સાંભળ...'

'તારા મિત્ર પ્રવીણ કે જે હોય તેને કહેજે કે મારી બાબતમાં માથું માર્યું છે તો ફોડી નાખીશ.'

ચંદુ વિચારમાં પડી ગયો.

'એ બનવું મુશ્કેલ છે. પ્રવીણને તો કુસ્તીમાં ઈનામ મળ્યું છે અને બહુ જ જબરો છે. એણે એક વખત...'

નરેન્દ્ર જતો રહ્યો. દેસાઈ વિચારમાં પડ્યા. એક વખતનો લીલોછમ બગીચો વેરાન થઈ ગયો. પહેલી વીણા ગઈ. શું છોકરી! ખરેખરી દોસ્ત, ફટ કરતી ચાલી ગઈ અને હવે નરુ વિચારમગ્ન. ચંદુ નિરાંતે વિચાર કરવા ખુરશીમાં લાંબો થયો અને ઉંઘી ગયો.

કોઇએ એનો ખભો પકડી હલાવ્યો. સામે જ નરેન્દ્ર ઊભો હતો. ભેવડો વળી ગયેલો નરેન્દ્ર.

'ચંદુ!'

'અહીં જ છું.'

'તારી પાસે પેનકિલર છે?'

દરદ આગળ અભિમાન કેતું નાસે છે! કેવા રુઆબથી નરેન્દ્ર ગયેલો અને કેવા વીલા મોઢેથી આવ્યો.

'પેનકિલર ?'

'હા, મને અપચાનું દરદ ઊપડ્યું છે.'

આવે પ્રસંગે ચંદુની જોડ મળવી મુશ્કેલ હતી. એની આંખો ઉઘડી ગઈ. એણે નરેન્દ્રને ખુરશી ઉપર બેસાડ્યો. તરત જઈને આખી રાત ઉઘાડી રહેતી દવાની દુકાનેથી દવા લઈ આવ્યો અને પાઈ દીધી. થોડા વખતમાં નરેન્દ્રનો કેડનો વળાંક સીધો થયો. શરીર સાથે એનો મિજાજ પણ સીધો થયો.

'ચંદુ, તારા મિત્રો શું કહેતા હતા ?'

ચંદુ ખમચાયો, વળી આ ભમરીનું મધ ક્યાં ઉખેળવું.

'લેને હું જ કહું, એ કહેતા હતા કે હું બહુ જ નીચ નીકળ્યો. ખરું ને ?'

'તદ્દન એમ જ તો...'

'એ બધા સાચું કહે છે—હું નીચ, હલકટ જ છું.'

'ના—ના—બન્ને બાજુની ભૂલ અને એ બધું ખરું ને...'

'ખોટું ! વીણા મુંબઈ ગઈ છે ?'

'કહેતી હતી ખરી.'

'હું મહાન ગધેડો, મારાથી મુંબઈ જઈને એને શોધી લવાય તો કેવું સારું !'

'જા ને.'

'કેમ જાઉં ? હમણાં જ ધારાસભાની ચૂંટણી થશે. વળી સરકારી કામ. મોકાનો વખત. ખરો પુરુષાર્થ કરવાનો હમણાં જ સમય છે. ગેરહાજર રહ્યો તો મારું ભવિષ્ય ખલાસ.'

ચંદુ ખુરશીમાંથી ઉછળીને બહાર પડ્યો.

'કેમ ચંદુ, કાંઈ કરડ્યું ?'

'મને એક વિચાર આવ્યો.

'તેમાં નૃત્ય કરવાની કાંઈ જરૂર?'

'જોને, મારે અહીં રહેવાની કાંઈ ખાસ જરૂર છે? હું જઈને શોધી લઈ આવું તો?'

'તારાથી બનશે?'

'બનશે? મારો જવાનો વિચાર હતો જ. હવે હું વીણાનો મિત્ર અને તારો એલચી બનીને જઈશ. આ મારું કામ. મારે જ લાયક.'



# પ્રકરણ ૭ મું

## કાકાની શોધ

વીણા બોરીબંદર ઊતરી. કાકાનો કાગળ કાઢયો. શરનામું વાંચ્યું અને ગ્રાંડ હોટેલ જવા વિક્ટોરિયા કરી. એને મુંબઈ ગમ્યું. એક મોટી હોટેલ પાસે ગાડી ઊભી રહી. ઓહો! કાકાએ કમાલ કરી, આ હોટેલ તો એક વખત હુકમીચંદ પાસેથી પણ ભાડું પહેલું માગે એવી મોંઘી લાગી. આગળ એક મિલિટરી પોષાકમાં મોટી મૂછોવાળો દરવાન હતો. એને વીણાએ પૂછ્યું:

'દરબારકાકા એટલે રાવસાહેબ અહીં રહે છે?'

'રાવસાહેબ? અહીં કોઈ રાવસાહેબ છે જ નહીં. દીવાન બહાદુરથી નીચેનું કોઈ જ નથી.'

વીણાને 'જગતમિથ્યા' નું સૂત્ર યાદ આવ્યું. હજી ઊંઘમાં તો નહીં હોય! સ્વપ્નું તો નહીં હોય? ચારે બાજુ મોટરો, મોટા મોટા

મકાનો, ટ્રામોનો ઘોંઘાટ ચાલુ જ હતો. દરવાન યોદ્ધાને વીણાની દયા આવી હશે. એણે ફરીથી પૂછ્યું:

'શું નામ કહ્યું?'

'રાવસાહેબ સુબોધ દેસાઈ.'

'કયો બોધ?'

'સુબોધ–સુ–બો–ધ નામ છે.'

'ઓ, સુબોધ નામ છે–બીજું નામ?

'દેસાઈ.'

'દેસાઈ?'

'હા, દેસાઈ.'

'સુબોધ દેસાઈ–કોઈ નથી. પણ ચોથે માળે પરબોધ મથાઈ છે. તમારું નામ?'

'પરબોધ મથાઈ નહીં–સુબોધ દેસાઈ.'

'ના–ના પરબોધ મથાઈ-ઠીંગણો ને જાડો છે. કૂતરો રાખે છે.'

'ભલે ને અઢાર કૂતરા રાખે.'

'એક જ છે.'

'પણ ગ્રાંડ હોટેલ તો આ જ ને? આ રહ્યું શરનામું–અરે પડી ગયું લાગે છે.'

'પરબોધના એક મિત્ર સુમન છે અને એની પાડોશમાં પરશોત્તમ પટેલ છે. એની નીચે...'

'હશે, મારી ભૂલ થઈ લાગે છે.'

વીણા ચાલી ગઈ.

વીણા ફરતી ફરતી ફ્લોરા ફાઉન્ટન આવી. દરબારકાકાનો ભેદ એનાથી ન ખુલ્યો. ત્યાંથી બોરીબંદર આવી, ત્યાંથી ટ્રામમાં

બેઠી અને રોયલ ઓપેરા હાઉસ આવી. ત્યાં ઊતરી ગઈ અને રખ-ડતે રખડતે રેલ્વે હોટેલ આગળ આવી ત્યાં ભૂખ લાગી અને અંદર ગઈ. બગીચામાં એક ટેબલ ઉપર બેઠી.

‘ મિસ દેસાઈ ! ’

વીણા ટટ્ટાર થઈ ગઈ. અહીં એને કોણે બોલાવી હોય ! એટ-લામાં ફરીથી બૂમ સંભળાઈ.

‘ તમે ક્યાંથી ? ’

બાજુના ટેબલ ઉપરથી ફાટી આંખોએ એક છોકરી જોઈ રહી હતી.

‘ તમે–મારા મનથી તમે કલકત્તે છો. ’

વીણા ઊઠીને ત્યાં ગઈ.

‘ તમે મુંબઈમાં ક્યાંથી ? ’

‘ જરા ઉતાવળથી આવવું પડ્યું, તમે શું ખાઓ છો ?

‘ બેસો, ખાવા જ માંડો–ક્યારે આવ્યાં ?

‘ દસેક દિવસ થયા. મુંબઈ આજે જ આવી. ’

‘ ભલી મને ઓળખી ? ’

‘ કેમ ન ઓળખું–નામ ભૂલી ગઈ છું, નામ તો મને કદી યાદ નથી રહેતાં. ’

‘ પદ્મા. ’

‘ હા–તમે સિનેમામાં છો નહીં ? ’

‘ હા–હમણાં જ મેં અશોક સિનેટોનમાં નોકરી લીધી. કેમ જગદીશ. ’

‘ પદ્મા ! ’

‘ જગદીશ, તું અહીં રેલ્વે હોટેલમાં ? ’

'હું જરા ઇમ્પીરિયલમાં આવ્યો હતો. ત્યાંથી જમવા અહીં જ આવ્યો.'

'આ વીણાબેન–મિ. જગદીશ.'

'સાહેબજી.'

'જગદીશ–મોટો જાણીતો એક્ટર છે.'

'બસ કર પદ્મા,–બેન, હું જાણીતોયે નથી અને એક્ટર તો બિલકુલ નથી. બંગાળી છો?'

'હા, પણ ગુજરાતી આવડે છે.'

'પદ્મા–'અશોક' માં ગઈ હતી?'

'હા–બે કલાક બેસી રહી. કોઈએ દાદ ન દીધી. પછી મને હીંમતલાલે ઓળખી અને અંદર લઈ ગયો. ત્યાં નરોત્તમ આવ્યો. એ ન મળ્યો હોત તો હજી હું રણભેરી સિનેટોનમાં જ સડયા કરતી હોત.'

'પણ એ નરોત્તમ કોણ છે? વીણાએ પ્રશ્ન કર્યો.

'રુસ્તમજી અને ભરૂચાનો સ્ટુડીઓ.'

'મેં નામ પણ સાંભળ્યું નથી.' જગદીશે હાથ લંબાવ્યો.

'હાથ મિલાવ, એમણે પણ કદી જગદીશનું નામ નહોતું સાંભળ્યું. હું અને કિશોરી મળવા ગયાં, ત્યાં એક દોરડા જેવો લાંબો ઘાંચીના બળદના ડાબલા પેરીને બેઠો હતો. મને નામ પૂછ્યું, મેં કહ્યું. એણે અમારાં નામ કદી સાંભળ્યાં નહોતાં. મને કહ્યું કે તમારું કામ એક ચીલામાં પડી ગયું છે. એને તો એક સિનેમાની દુનિયામાં નવીન ભાત પાડવી છે. આ અછકલી અર્થહીન વાર્તાઓ બંધ કરીને કાલિદાસ અને ભવભુતીની કૃતિઓ પડદા ઉપર લાવવી છે, એ કાલિદાસ અને ભવભુતી કોણ છે, તું ઓળખે છે? નાટકોનો સિનેમામાં પુનરોદ્ધાર કરવો છે એમ કહે છે.'

'નાટક! સિનેમામાં નાટક!–એ તો વીસ વર્ષ પહેલાં મરણ પામ્યું.' પદ્માએ ઇતિહાસ કહ્યો.

'તે હશે પણ એ પુનરોદ્ધાર કરવાનો છે. પદ્મા, મારે કિશોરી સાથે મનામણાં થઈ ગયાં.'

બંને જણાં ખાનગી વાતોમાં પડ્યાં. વીણા વિચારમાં પડી.

'જગદીશભાઈ.'

'કેમ?'

'મને એ નરોત્તમ નોકરી આપે?'

'મશ્કરી કરો છો?' પદ્માએ પૂછ્યું.

'ખરું કહું છું.'

'પણ કાંઈ કારણ?

'મારા તમામ પૈસા ગયા.'

'તમામ એટલે–બધા–'

'હા પાઈએ પાઈ.'

'ખોટું થયું.' જગદીશે દીલસોજી દેખાડી 'એક વખત લાહોરમાં મારી એવી જ દશા થઈ હતી, મેનેજર પગાર લઈ નાસી ગયો.'

'પણ થયું શું?' પદ્માએ પૂછ્યું.

'તમને યાદ છે તે દહાડે ચંદુ મારે ઘેર હતો?'

'ચંદ્રવદન દેસાઈજી! એને તે ભૂલું?'

'ઓહો–પદ્મા 'એ કેવો રઢિયાળો રાજવી છે?' જગદીશે પદ્માના શબ્દોમાં છૂપેલા લાડ સાંભળી પૂછ્યું.

'રાજવી જ છે. એણે જ મને હજાર રુપિયા આપ્યા હતા, જે લઈ હું મુંબઈ આવી. એ ન હોત તો હજી હું કલકત્તામાં સડતી જ હોત.'

'ચંદુએ આપ્યા?' વીણાએ ખુશ થઈ પૂછ્યું.

'એણેજ. એમનો ઉપકાર માનવા પૂરતા પણ મને એ કોણ જાણે મળશે કે નહીં.'

'મળે તો મને જરુર મેળવજે. મારે આવાજ મિત્રોની જરુર છે.' જગદીશે ઈચ્છા દર્શાવી.

'તે વખતે ચંદુએ વાત નહોતી કરી કે પેલા શેરોમાં ચીટ-કાયો? એમાંજ મારા તમામ પૈસા ગયા. એટલે મારે કાંઈ પણ કામ શોધી કાઢવું પડશે.'

'અરે, અરે, બહુજ ખોટું થયું.'

'આ લોકો ! પગાર આપશે?'

'બસો રુપિયા.'

'બસો રુપિયા. શ્રીમંતાઈ, એ લોકો ક્યાં છે?'

'માટુંગા.'

'હું ત્યાંજ જઉં છું.'

'પણ તમને મળશે? ત્યાં તો રોજ જવું પડે છે. અને કલાકો સુધી બેસી રહેવું પડે છે તો પણ કોઈ ભાવ જ પૂછતું નથી.'

'પણ હું તો સીધી અંદર જ ચાલી જઈશ.'

'તે કેમ બને?'

'કેમ નહીં?'

જગદીશ વચ્ચે બોલી ઊઠ્યો.

'બરાબર છે—બહાર લટકી રહે શો ફાયદો? તમે સીધા જશો તો એમના મન ઉપર પણ છાપ પડશે. બહાર મહિનાઓ સુધી માખી મારતું ટોળું જ્યારે હું જોઉં છું ત્યારે મને દયા આવે છે. દરવાજા આગળ એક સિપાઈ બેસે છે. તેને ડાચામાં એક દઈને અંદર ચાલી જજો. અને જો શેઠીઆઓ તમારું નામ અને શરનામું

ઉતારી લે તો ના પાડજો. એ કિસ્સો તો પીળો થઈને ખરી ગયો. એમને આબાજ કરી નાંખો.' કહી દેજો કે 'હા કે ના' નો જવાબ આપો. બીજે ઘણી માગણી છે.'

વીણા ઊભી જ થઈ ગઈ.

'મિ. જગદીશ, એજ પ્રમાણે કરીશ. તમારો ઉપકાર યાદ કરીશ.'

'ફત્તેહ કરો.'

વીણાના ગયા પછી પદ્માએ જગદીશને ઠપકો આપ્યો.

'આવી શિખામણ અપાય?'

'શા માટે નહીં? એને કામ તો શરૂ કરી આપ્યું ને? ચાલ, મારે પણ હવે રિહર્સલનો વખત થયો. પદ્મા, આ આ તારી વીણા મને ગમી. હિંમતવાળી છે. મારી એને આશીષ છે.'

વીણા સડસડાટ ચાલી નીકળી અને ટેક્સી કરીને સીધી માટુંગા ગઈ. મોટરમાંથી ઊતરનારને ભાગ્યે જ કોઈ રોકે છે. એનાં કપડાં અને દેખાવ તો અમીરી હતો જ. ટેક્સીવાળો બરાબર લઈ ગયો અને વીણા ઊતરી ત્યાં ચારે બાજુ દરેક જાતનાં મનુષ્યો જોયાં. પંજાબી, બંગાળી, મદ્રાસી, પઠાણો, બધા જ ટેલતા હતા. સ્ત્રીઓનો પણ તોટો ન હતો. ઉંમર પણ છથી માંડીને સાઠ સુધીની દેખાતી હતી. સ્ટુડીઓ–મેનેજરના મગજ અળશિયાની સ્પર્ધા કરે છે. અળશિયામાં વધારે ગુણ એ જ કે એની જિંદગી બહુ ટૂંકી હોય છે. નોકરી શોધતા આવનાર સ્ત્રીપુરુષોને કોઈ પણ જાતની સગવડ આપવાનો તો કદી વિચાર એ લોકોને આવતો જ નથી, તે ઉપરાંત ખૂબી એ છે કે એ લાચાર ટોળાંઓને જેટલી અગવડ પડે અને જેટલાં હેરાન થાય તે તમામ વ્યવસ્થા હોય છે. સવારથી રાત સુધી દરેક

સ્ટુડિયોની ઑફિસ આગળ શેઠને મળવા માટે વીસથી ત્રીસ જીવ-ડાઓ ભમ્યાં જ કરે છે. ભૂખે મરીને, કપડાં સારાં પહેરીને બેસી રહે છે. કોઈ જ પરવા કરતું નથી. એ બધાંને બેસવા માટે તડકામાં એક બાંકડો નાંખેલો હોય છે. એમને દેખતે કોઈ સુલતાના કે દેવકા-રાણી આવે છે ત્યારે ચારે બાજુ વિજેતાની દૃષ્ટિ નાંખતા શેઠને જ બૂમ પાડે છે અને શેઠ મલકાતા મલકાતા છેક બહાર આવે છે. અને લાડતા, લાડતા, એ જણ અંદર જાય છે. પોતાની મોટર ચલાવતો કોઈ સ્ટાર-બીલીમોરીયો સિગારેટ ફૂંકતો રૂઆબમાં મોટર રોકે છે અને આ કમનસીબ ટોળાને ચકરાવી નાખવા બૂટસૂટ સાથે મશ્કરી કરતો સાથીને બનાવતો ઊતરે છે. એવાની સાથે હંમેશા બનવા અને મશ્કરી સહન કરવા એકાદ નોકર દરજ્જાનો મિત્ર હોય છે જ.

આ ટોળું પણ અંદર અંદર એકમેકને આંજી નાખવાનો જ પ્રયત્ન કરતું હોય છે. અસ્ત્રીબંધ કપડાં, રંગબેરંગી સાડીઓ, સિગારેટના ધુમાડા, ઉર્દૂમાં વાતચીત, ખોટું હાસ્ય, બિભત્સ મશ્કરીઓ, બડાશો અને પોતાનાં ઉચ્ચ કુળનાં વર્ણન, એ જ વાર્તાલાપના વિષયો હોય છે. પુરુષો બધા જ સુટમાં હોય છે. જાણે એક જ કુટુંબમાંથી આવ્યા હોય એવા સરખાજ દેખાય છે. બધા જ ચબરાક, ભણેલા, સંસ્કારી, ટીખળી અને પરમાર્થની દૃષ્ટિએ સિનેમાનો ઉદ્ધાર કરવા નીકળી પડ્યા હોય છે. એમાં ભેગા ડાયલોગ લખનારા, વાર્તાઓ લઈને આવેલા, ગવૈયા, તબલચીઓ, શાયરો, સરકસવાળા વગેરે કૂતરા, બિલાડા, હરણ, અને ચીત્તાનાં બચ્ચાં પણ લઈને આવે છે. આ શંભુમેળો જોઈને વીણા જરા ખમચાણી. પણ હૃદય કઠણ કરીને આગળ વધી. આગલી ઑફિસમાં કારકુનો અને ટાઈપિસ્ટ સિગારેટો ફૂંકતા હતા. સામે જ બારણા ઉપર 'પ્રાઈવેટ' લખ્યું હતું. વીણા એ તરફ જ ગઈ. કોઈની રોકવાની હિંમત ન ચાલી. એ બારણા પાસે એક ઑફિસ બોય બેઠો હતો. શેઠનો ખાસ માનીતો હતો. શેઠના ખાનગી ફેરા આંટા એ કરતો. સ્ટુડીઓમાં એનો વટ હતો. ફાવે તેને એ રોકી

શકતો. આ જાત નૈસર્ગિક પાકતી હોય એ માનવું કઠિન છે. કુદરત આવું કદી ન બનાવે. કોઈ જગ્યાએ આ લોકોને બચપણથી તૈયાર કરવામાં આવતા હોવા જોઈએ. એ જાત, ખાસ કરીને ગુનેગાર જાતમાંથી ઉત્તમ બાળકો શોધી લાવી, હલકામાં હલકા, તોફાની, ખૂની લત્તામાં ઉછેરી ત્યાં સંપૂર્ણ લફંગાઈની એમને તાલિમ અપાતી હોવી જોઈએ. એમાંથી જેની વધારે લાયકી–એટલે કે નાલાયકી–તે પ્રમાણમાં મોટા સ્ટુડીઓમાં નોકરી મળે, આ સ્ટુડીઓ ઘણો મોટો હોવાથી એનો દ્વારપાળ એક લફંગા મદ્રેસાનો નેતા હતો. જાતનો ઇરાની છે એમ તે કહેતો પણ આ સંસ્થામાં નાતજાત હોતી જ નથી.

'કયા છે ?' દ્વારપાળે પૂછ્યું.

'મારે શેઠને મળવું છે.'

'નથી.' કહીને દ્વારપાળે ટાંટિયા લાંબા કરી ઊંઘવા માંડ્યું. આ લોકની દૃષ્ટિએ દુનિયામાં બેજ જાત વસે છે. એક પોતે અને બાકીના તમામ મગતરાં. શેઠ સિવાય કોઈપણ વ્યક્તિનો હુકમ તેઓ માનતા નથી અને શેઠનું ખાનગી જીવન જાણીતું હોવાથી એમને માટે માન તો નહીં પણ એમને ફક્ત ભય જ હોય છે. વીણા આ વિવેક જોઈને ઠરી ગઈ. જરા અચકાઈ અને સીધી બારણા તરફ ચાલી. ટાઈપિસ્ટ, કારકુનો વગેરે આંખો ફાડી જોઈ રહ્યા. વાતાવરણ એકદમ શાંત થઈ જવાથી દ્વારપાળની આંખો ઊઘડી ગઈ અને વીણાને દરવાજો ઉઘાડવાની તૈયારીમાં જોઈ.

'અરે એ.' એણે બૂમ પાડી.

'મને કાંઈ કહ્યું ? વીણાએ પૂછ્યું.

'હા, તને જ.'

'તો મારી સાથે મોઢામાં પાન રાખી કદી ન બોલીશ.'

બાળગુંડાની આંખમાં આંસુ આવ્યાં. પશ્ચાત્તાપના નહીં પણ

આ જવાબથી એને એટલો આઘાત થયો કે પાનનો ડૂચો ગળે અટકી ગયો. મહામહેનતે તે બોલ્યોઃ

'નહીં જા સકતી.'

'જઉં છું જ.'

'એ તો શેઠની ખાનગી ઓફિસ છે.'

'મારે પણ શેઠની સાથે ખાનગી જ વાત કરવાની છે.'

'પણ નથી.'

'તું કદી ગુસલા કરે છે ખરો? તને ખબર છે કે જૂઠા છોકરા નર્કે જાય છે. અંદર કોઈ ગાય છે. વગાડે છે, આ ઉંમરે તું આવો લુચ્ચો, જુઠ્ઠો અને દગાબાજ છે તો મોટો થયે કેવો પાકીશ?' વીણા અંદર ગઈ.

'નમસ્તે.' વીણાએ ઓફિસને કહ્યું.

ઓફિસમાં બેસવાની, આડા પડવાની અને એશઆરામની તમામ સગવડ હતી. એક ટેબલ ઉપર કાગળો પડયા હતા. બાજુના ટેબલો ઉપર વાર્તાઓનો ઢગલો હતો. ચારે બાજુ રંગીન છબીઓ હતી. જાહેર ખબરના અને પોસ્ટરોના નમૂના પડયા હતા. ચાર પાંચ ફિલ્મના ડબ્બા હતા. એક માણસ સિતાર વગાડતો હતો. ટેબલ પાછળથી કોઈકે મોઢું ઊંચું કર્યું. અને વીણાને જોઈ મોઢૂં ઊંચું થયેજ ગયું અને વિખરાયેલા વાળો, જાડા ચશ્મા પહેરેલો સાડાછ ફીટ ઊંચો વાંસડો ઉભો થયો. એ વાંસડાની ટોચમાંથી અવાજ આવ્યો. 'હું-હેં-હા.'

વીણાએ જુસ્સો મહામહેનતે ટકાવી રાખ્યો હતો તે હવે ઓસરવા માંડયો. એની હિંમતનો છેડો આવી ગયો અને અવાજ નીકળ્યો. 'હું—હું—'

એને ખ્યાલ આવ્યો કે આ ચાડિયાને પણ એના જેટલો જ ગભરાટ થયો હશે. એને હિંમત આવી.

'મારે શેઠને મળવું છે.'

'શેઠ બહાર ગયા છે. હમણાં આવે એમ લાગતું નથી. કાંઈ ખાસ કામ હતું? આ લાંબટાંગ ઉપર વીણાની અસર ઊંડી પડી ગઈ. એની આંખોના તેજથી એનું માખણિયું હૃદય વિખરવા માંડયું. જો કે આ વનનો વાંસ પ્રથમ દર્શને પ્રેમમાં સતત પડયા જ કરતો હતો પણ એને ખાત્રી થઈ કે આવો કદી ડૂબી તો નહોતો જ ગયો. એના ભૂતકાળના પ્રેમકિસ્સાઓમાંથી બચવા માટે એને અત્યાર સુધીમાં વીસ હજાર ઉપર ખર્ચ થઈ ગયો હતો. વીણાના સ્મિતથી એનાં સ્વર્ગનાં દ્વાર ઉઘડયાં. આવા જ એક સ્વર્ગના દ્વારમાં પ્રવેશ કરવાની કોશીશ કર્યા બદલ એને પાંચ હજાર રૂપીઆની લાગત તાજી જ ભરવી પડી હતી.

'આપ બેસશો? મિસ...'

'મિસ દેસાઇ.' વીણા બોલી અને બેઠી.

'આ મિ. રોય અમારા સંગીત ડાયરેકટર છે. અને મારું નામ મદન. આપનું કેમ પધારવું થયું?'

'હું તો નોકરી લેવા આવી છું.'

'નોકરી?' મદન વધારે લાંબો તણાયો. 'આ હુસ્નપરીને નોકરી?'

'તમે 'ગડેરી' નામની ફિલમ શરુ કરવાના છો, એમ સાંભળ્યું છે.'

'ના—ના. ગંડેરી નહીં 'ગંત્રાત્રી.' મારે 'મેઘદૂત' જેવી વાની લોકને પીરસવી છે.

'ગંગોત્રી નામ વધારે સારું, વજનદાર છે. આ તમારી સંસ્કારી ફિલ્મ માટે હું લાયક લાગું છું ?'

મિ. રોય વચ્ચે બોલી ઊઠયા.

'મદનલાલજી, આપણો સ્ટાફ તૈયાર છે. એકે જગ્યા ખાલી નથી.'

'નહીં હોય તો કરવી પડશે. હું વાર્તામાં એક કેરેકટર વધારીશ. પણ આમને તો લેવાં જ જોઇએ. મારી 'સ્ટોરી'ને તદ્દન 'ફીટ' થાય છે.'

મિ. મદનલાલજીને એક આદર્શ ફિલ્મ કાઢવાના કોડ હતા.

કાલિદાસ જેવા કોઈ મહાન કવિનું કાવ્ય આદર્શ તરીકે લઈને ઉચ્ચ કુટુંબના સંસ્કારી કલાકારોની સહાયથી તદ્દન નવીન અને મૌખિક વસ્તુ સમાજ આગળ રજૂ કરવાનાં એને રોજનાં સ્વપ્નાં હતાં.

'મેં સાંભળ્યું છે કે તમે નાટકનો પુનરોદ્ધાર કરવા માંગો છો ?'

'હા, આજકાલની હલકા વર્ગના લોકો માટે જે ફિલ્મો નીકળે છે તે જોઈ સમાજ ત્રાસી ગયું છે. એમને સારી વાનીની તીવ્ર ઇચ્છા થઈ છે'

'અને વળી કાલિદાસ–ભવભૂતિની ભૂલો મિ. મદનલાલજીએ સુધારી લીધી છે.' મિ. રોયે ઊમેર્યું.

'ના, ના, ભૂલો નહીં પણ આ આધુનિક સમાજને યોગ્ય ફેરફારો કરવા પડ્યા છે.'

'જો કે આ 'ગંગોત્રી' તો લગભગ તમામ સ્ટુડીઓનાં બારણાં ઠોકી પાછી જ આવી છે.'

'તો મારી જેમ બારણાં ઠોકયા વગર પેસી ગઈ હોત તો ફાવી જાત.' વીણાએ ઉત્તેજન આપ્યું. 'આપના કહેવા ઉપરથી તો આ ફિલ્મ ડંકા વગાડશે ?'

'એ તો ઇશ્વર જાણે. આપ કાલે રિહર્સલ માટે સ્ટુડીઓમાં આવજો.'

'મહેરબાની, સાહેબજી.' વીણા ગઈ.

'મીઠી નારંગી.' રોય ઉશ્કેરાઈ ગયા.

'શું કહ્યું?' મદનલાલજીનો અવાજ કડક હતો.

'પેલી–છોકરી—'

'જો એ છોકરીની વાત કરતા હો તો યાદ રાખજો કે એ એક સંસ્કારી, હોંશિયાર, વિવેકી, અમીર કુટુંબની બાઈ છે, સમજ્યા?'

'હું એજ કહેવા માગતો હતો.'



# પ્રકરણ ૮ મું

## ભવન

'ગંગોત્રી'ની રિહર્સલ શરૂ થઈ. ગંગોત્રીમાં જેટલા નાચ હતા તે બધા શરૂઆતમાં નાચ–માસ્તરે શેઠને દેખાડયા. મદનલાલજી અને શેઠે એમાંથી 'ગંગોત્રી'માં કામ લાગે એવા પસંદ કર્યા; એટલે કે શેઠે પસંદ કર્યા અને મદનલાલને પૂછ્યું જ નહીં. પછી નાચ–માસ્તરે એ નાચ માટે છોકરીઓ પસંદ કરી. એ બાબતમાં ખેંચતાણ થઈ. નાચ–માસ્તર, લેખક, શેઠ અને મુખ્ય 'હીરો'ની માનીતી છોકરીઓ માટે ભલામણો થઈ. નાચ માટે બાર છોકરીઓ પસંદ કરી

એટલે કોઈને વાંધો ન રહ્યો. એ નાચમાં મદનલાલે વીણાને તેરમી દાખલ કરી નાખી હતી. બધી છોકરીઓ નાચ–માસ્તરની રાહ જોઈને એકમેકની ઓળખાણ કરવામાં મશગૂલ હતી. પદ્માએ વીણાને બેત્રણ છોકરીઓની ઓળખાણ કરાવી. એમાંની એકને ‘ બેબી ’ કહીને બોલાવતા. તે નાની હતી પણ ઘણી ચબરાક હતી. વીણા વાતચીતમાં ભાગ નહોતી લેતી. એટલામાં બેચાર ઍક્ટરો આવ્યા. આસ્તે આસ્તે એ પણ વાતમાં ભળી ગયા. આ નવી ફિલમનાં ગપ્પાં શરુ થયાં અને નાચ–માસ્તર ઓરકેસ્ટ્રા લઈને આવ્યા. બધા સચેત થઈ ગયા, નાચ માસ્તરે શરુ કર્યું.

‘ છોકરીઓ, ચાલો, વાત છોડો, મારા તરફ ધ્યાન આપો. જુઓ, આટલા નાચ એકલા વાજીંત્ર સાથે છે, આ બધાં ગાયન સાથે છે. આ ગાયનો બરાબર બેસાડી લો, અને તાલ સમજી લો. પછી તમારે તબલાના બોલ પણ મોઢે કરવા પડશે. ચાલો જોઈએ.’

એણે હાર્મોનિયમ શરુ કર્યું. આખું ગાયન વગાડી ગયો.

‘ હવે જુઓ, હું ફરીથી વગાડું છું. અને આ જેનું ગાયન હોય તે મારી સાથે ગાઓ.’

‘ માસ્તરજી, ’ બેબીએ શરુ કર્યું.

‘ કેમ ? ’

‘ તમે પેલો નાચ વગાડતા હતા ને ? પેલો તમારો તૈયાર કરેલો, તે વગાડો ને. ’

‘ કોઈ બીજી વખતે, હમણાં નહીં. ’

બેબીએ બીજી છોકરીઓને ઉશ્કેરી.

‘ તમે બધાં કહોને, સાંભળવા જેવો છે. કોઈ દિવસ નહીં સાંભળ્યો હોય. ’

બધી છોકરીઓ કૂદી પડી.

'માસ્તરજી, વગાડો ને!'

એક છોકરી જેને 'રાણી' કહેતા હતા તે પણ બોલીઃ

'એ તો કથ્થકની કથ્થકલી છે, નાચ ન હોય.'

'પણ કયો નાચ?'

'પેલા 'અપ્સરા'માં તમે મૂક્યા હતા તે બધાએ.'

માસ્તરજી ફુલાયા, વારાફરતી બધા નાચ વગાડી ગયા. છોકરીઓએ પોતાની ખાનગી વાતો ચાલુ રાખી. પાછળથી કોઈએ બૂમ પાડી.

'હૈ!'

તમામ ડોકાં બારણા તરફ ફર્યાં.

'આ શો જલસો છે?'

માસ્તરજી ફર્યા અને માંડમાંડ ખુરશી ઉપરથી પડતે બચી ગયા. બે જણ દાખલ થયા હતા. એક મદનલાલજી અને બીજો એક જાડો, ઠીંગણો, મોટી ફાંદવાળો, ચકચકતો, ચીકણો, ટાલીઓ શેઠ.

'આ છોકરીઓ કેમ બેસી રહી છે?'

'એટલે–હું–અમે–બધાં.'

બધી છોકરીઓને ડર લાગ્યો. 'રાણી' પણ ગભરાણી. ફક્ત વીણા બરાબર સામે જોઈ રહી. એણે આવો શેઠ કદી જોયો ન હતો. શેઠ પણ જોઈ રહ્યો. એની નજર ટકાવી રાખનાર આ વળી કોણ પાક્યું!

'તેર–આ છોકરીઓ તેર કેમ છે? મેં બાર કહી હતી ને!'

મદનલાલજીનો ગળાનો ટોટો ફૂલવા માંડ્યો.

'કહી તો હતી—'

'તો અહીં લેર કેમ? તમે ગણી જુઓ—એ-તું-તારું નામ? તને કોણે રાખી?'

'એ તો—રૂસ્તમજી—એ તો મેં—રાખી છે.'

'તેં!— તમે!-હં.'

ફરીથી વીણા સામે જોયું. વીણાની આંખ કાંઈ નીચી ઢળી નહીં. આ શેઠને જોઈ એને ગીરોળી, અજગર વગેરે જાનવરો યાદ આવ્યાં. શેઠ બોલ્યા:

'વારુ—ચાલો, શરુ કરો. મેં તમને આ છોકરીઓને જલસો સંભળાવવા નથી રાખ્યા.'

શેઠ બહાર ગયા.

'મદન—આ ઠીક ન કર્યું'—તેર રખાય? ચાલ જવા દે—ક્યાંથી લાવ્યો?'

'એ તો ઓફિસમાં આવી હતી. તમે બહાર ગયા હતા. મને લાગ્યું કે એ 'ગંગોત્રી' ની મુખ્ય ભૂમિકા માટે લાયક છે. એ સંસ્કારી, ઊંચાં કુળની લાગે છે.'

'એ તો હશે પણ શકલ તો સો ટચનું સોનું છે: ખૂબસૂરત! ઓહો છે.'

શેઠ આગળ ચાલ્યા. મદનલાલજી કટાણું મોઢું કરીને પાછળ ચાલ્યા. મદનલાલનું દીલ પાછું ખાટું થઈ ગયું. દિવસમાં અગણિત વખત એમનું દીલ ખાટું થઈ જતું. એમણે ઘણાં માણસો જોએલાં અને સાંભળેલાં કે જેઓ આવે પ્રસંગે સામા થઈ જાય અને મોઢે જ કહી દે, 'હા, મેં રાખી છે, તમારે શું કહેવું છે?' પણ મદનલાલમાં એ જીગર નહોતું. આ ફિલમનો તમામ ખર્ચો મદનલાલનો હતો. શેઠનો તો ફક્ત નફામાં જ ભાગ હતો, તોટામાં નહીં તો પણ

જાણે શેઠ જ માલિક હોય અને મદનલાલને વાર્તા લખવા રાખ્યો હોય એમ જ રોજ ચાલતું હતું.

માસ્તરજીએ રિહર્સલ ચાલુ કર્યું.

ધાગેત્રક–ધીના–કત્તા

×

રિહર્સલો રોજની રોજ ચાલુ હતી.

એક ફિલ્મ કહાડવામાં મોટી મિલ જેટલાં ચક્રો ફરે છે. એક બાજુ વીણાને નાચ શીખવાની તાકીદ થવા માંડી ત્યારે બીજી બાજુથી સંગીતની તાલીમ માટે તેડાં આવવા માંડયાં. વીણા તો ગભરાઈ ગઈ અને જો 'બેબી'ની મદદ ન હોત તો એકલી પદ્મા પણ વીણાને રાખવામાં હારી જાત. નાચનો ડિરેકટર, સંગીતનો ડિરેકટર, બે જણ શરુ થયા એટલે મુખ્ય ડિરેકટર સાહેબ તરફથી તેડું આવ્યું. ખાલી સ્ટુડીઓમાં એક આરામ ખુરશી ઉપર ડિરેકટર સાહેબ સિગારેટ પીતા પડ્યા હતા. પાસે બીરની બાટલી અને ગલાસ હતાં. એક પડીકામાં પાન હતાં. ત્યાં સંગીત–નાચના ડિરેકટરો હાજર હતા, તે ઉપરાંત ડાયલોગ લખનાર, એટલે કે ગમે તે ભાષામાં વાર્તા લખાઈ હોય તેના વાર્તાલાપનું હિંદી કરનાર, કોઈ મુનશી, પંડિત, કવિ, સ્ટીલ ફોટોગ્રાફસ ( છબીઓ પાડનારો–જાહેરખબર માટે ) સેટીંગ માસ્ટર, ફીલમ સેટીંગો એટલે જે મહેલ, મકાન, ઝૂંપડી વગેરે અંદરના સિન તૈયાર કરનાર, વગેરે આસપાસ ફર્યા જ કરતા હતા. આ તો ફક્ત ફિલ્મની શરુઆતની જ જરુરિયાતો હતી. ડિરેકટર સાહેબે વીણાને બોલાવી. વીણાએ આ દરબાર જોયો. કોઇએ ખુરશી આપી. તેના ઉપર બેઠી. બેચાર એકટરો ડિરેકટર સાહેબની તહેનાતમાં હતા. ડિરેકટર સાહેબ ડાયલોગ સાંભળતા હતા. સિનારિયો વાંચતા હતા.

'નમસ્તે.'

ડિરેક્ટર રમાધરે ઊંચું જોયું વીણાને જોઈ-પસંદ પડી-જરા મલકાયા.

'બેસો.'

રમાધર જેમ વીણાને જોતા ગયા તેમ તેમનો ઉત્સાહ વધતો ગયો. વીણાને સિનારિયો સમજાવવા માંડયા. એકટરોએ આંખના ઇશારાથી બધાંને સમજ પાડી અને આસ્તે આસ્તે ટોળું વિખેરાઈ ગયું. એટલામાં 'રોઝ' આવી. એને રમાધરે દાસીમાંથી હીરોઈન બનાવી હતી. બસો ઉપરથી બે હજારના પગાર સુધી લઈ ગયો હતો. જો કે રમાધરનો પગાર એનો એજ હતો. વીણાને જોઈ રોઝ ખમચાઈ, પણ ડિરેક્ટર સ્ત્રીપુરાણમાં પારાંગત થએલા હતા.

'આવ, રોઝ! આ બેન નવાં આવ્યાં છે.'

રમાધર હંમેશાં 'બેન' કહીને જ શરુઆત કરતો. એ ફોડ પાડતો કે 'ભાઈ' એટલે પુરુષ જાતિ અને 'બેન' એટલે 'સ્ત્રી જાતિ' દેખાડવાનો સમાજનો વિવેક છે. રોઝ રમાધરની ખુરશીના હાથા ઉપર બેઠી અને રમાધરના માથામાં આંગળી ફેરવતી વીણા સામે જોઈ રહી.

'મિસ દેસાઈ, આ રોઝ અમારી ચિફ એક્ટ્રેસ છે.'

'તમે તો પેલા નાચના ટોળામાંની તેરમી છોકરી છે, ખરું ને?' રોઝ ટહૂક્યાં.

'જી હા-એ વધારાના નાચમાં પણ હું વધારાની છું.' વીણા હસી.

રમાધરને હસવું આવ્યું. રોઝનું મોઢું કટાણું થયું.

'તમને શેઠે રાખ્યાં?'

'ના.'

'ત્યારે તમને કોણ લઈ આવ્યું ?'

વીણાની આંખમાં મસ્તી આવી.

'આ ડિરેક્ટર સાહેબ લઈ આવ્યા.'

રોઝ ભોળી થઈ ગઈ. રમાધર ખડખડાટ હસી પડ્યા.

'ખૂબ કરી, મિસ દેસાઈ! રોઝ, કેમ ભોળી થઈ ગઈ? તું આડી ફાટે તો તને સીધી રાખવા કોઈ અંકુશ તો જોઈએ ને ?'

રોઝે મુજરો કર્યો.

'ડિરેક્ટર સાબ, સલામ,' કહીને લટકો કરી રોઝ ચાલી ગઈ. રમાધરે બીજું પાન ખાધું.

'બેન, કેમ ગુસ્સે થયાં ?'

'તમને જોઈને–અદેખાઈ.'

'અદેખાઈ! મારી ? કાંઈ કારણ ?'

'આ ફિલમમાં એ હીરોઈન હતી. હું જે ફિલમો, ડાયરેક્ટ કરું છું તેમાં એ જ મુખ્ય પાત્ર હોય છે.'

'તો આમાં પણ એ જ છે ને ?'

'હમણાં સુધી તો હતી.'

'ને હવે?'

'સિનેમાવાળા કહે છે કે જે છોકરી રમાધરે પાસ કરી તે હીરોઈન થવાની. તમારે હીરોઈન થવું છે ?'

'હીરોઈન ?'

'કેમ ચમક્યાં ?'

'એનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો !'

'ખ્યાલ કેવો, હું તો સત્ય કરનારો છું.'

'પણ હું તો તદ્દન નવી છું, અજાણી છું.'

એક એક્ટર બોલ્યો:

'ડિરેક્ટર સાહેબના હાથ તળે બધું શીખી જશો. મશહૂર થઈ જશો, સાહેબની મહેરબાની હોવી જોઇએ એટલું જ જરા કઠિન છે.'

'તે હું મેળવીશ.'

રમાધરે બે પાન ખાધાં અને આખી બાટલી પી ગયા.

'તો તમે હીરોઈન થયાં જ સમજો.'

એટલામાં પદ્મા દોડતી આવી.

'નમસ્તે પંડતજી!' રમાધર ડિરેક્ટરને બધા પંડતજી કહેતા.

'નમસ્તે, કેમ અહીં દોડી આવી?'

'રોઝે કહાડી મૂકી!'

'કહાડી મૂકી?'

'હા, કાંઈ બહુ જ ગુસ્સે થઇને આવી છે. તોફાન મચી ગયું છે.'

રમાધર હસ્યા.

'શું કરે છે?

'બીરની બાટલીઓ બહાર કાઢી છે.'

'હં.'

રમાધર ઊભા થઈ ગયા.

'અરે, એ તો ઢીંચીને તોફાન કરશે અને શેઠ ચામડું સસ્તું કરી નાખશે.'

'હું આવું છું, તમે જશો નહીં.'

રમાધર નાઠા.

'વીણા! હીરોઈન થવું છે?'

'પંડતજી કહેતા હતા ખરા.'

'શરતો કહી?'

‘ કાંઈ એમની મહેરબાની મેળવવાની વાત પેલો કહેતો હતો.’

‘ હું આવી ત્યારે મને પણ હીરોઈન થવાનું આમંત્રણ મળ્યું હતું.’

‘ પછી ?’

‘ મારાથી શરતોનો સ્વીકાર ન થયો એટલે રોઝ થઈ અને હું હજી નાચ વાસ્તે જ રહી છું.’

‘ એવી શી શરત છે ?’

‘ એની ખાનગી ડાયરીમાં તારું નામ લખાયું એટલે હીરોઇન.’

‘ એટલે ?’

‘ એ સિનેમાના સુલતાન છે એના જનાનામાં જે નામ નોંધાવે તેને જ સિનેમાની બેગમ બનાવે છે.’

‘ આ ખરું હશે ?’

‘ લે આ ‘ બેબી ’ આવી, ‘રાણી’ આવી, બધાંને પૂછી જો.’

‘ શું છે ? પંડતજી હીરોઇન બનાવે છે ?’

‘ વીણા એમ કહે છે.’

‘ પંડતજી છે તો સ્વાદિયા, રોઝની મજા આવશે.’

વીણા વિચારમાં પડી.

‘ ચાલ પદ્મા.’

‘ પણ પંડતજીને પૂછ્યા વગર ?’

વીણા હસી.

‘ મારે હિરોઈન નથી થવું.’

‘ ચાલો આજે રિહર્સલ ખલાસ.’

‘ કેમ ?’

‘ રોઝે ધીંગાણું માંડ્યું છે એટલે પંડતજી આજે પરવારશે નહીં.’

એક માણસ ચા, કેક, વગેરે લઈને આવ્યો. દરેક સ્ટુડીઓમાં

ભરાની હોટેલ હોય છે. તમામ તૂટી પડયા, કોઈએ પૂછ્યું પણ નહીં કોણે મંગાવ્યું.

વીણાએ છેવટે પૂછ્યું.

'પણ કોણ દાનેશ્વરી નીકળ્યું?'

બધાંએ એની જ સામે જોઈ રહ્યા. પદ્માએ નોકરને પૂછ્યું:

'પંડતજી ઓર્ડર આપતા ગયા છે.'

ફરીથી બધાએ વીણા તરફ અર્થસૂચક દૃષ્ટિ નાખી. 'બેબી' બોલી: 'મિસ દેસાઈ, મહેરબાની રાખજો.'

'કેમ એકદમ મિસ દેસાઇ?'

'હીરોઈનને માન તો આપવું જ પડેને!'

'પણ હું તો 'એકસ્ટ્રા' છું.'

'હવે નહીં. પંડતજીની નજર ઠરી છે. પણ વીણા, આ મંગેત્રીમાં હીરોઈન થવાની ના પાડજે.'

'કેમ?'

'આના જેવો નબળો પ્લોટ, નમાલા ડાયલોગ, અને કચરો ગાયનનો સંગ્રહ થવો અશક્ય છે.'

'એ વાત તો ખરી પણ જો પંડતજી ધારશે તો બધું બદલાઈ જશે. લીધેલા સિન ફેંકી દેવાશે અને આખો પ્લોટ, ગાયન બધું કોઈ હોંશીઆર લેખક પાસે પોતે ફેરવાવી નાખશે અને જો વીણા વધારે ગમી ગઈ તો જાતે પણ લખી નાખે. ચાલો, કોઈને આવવું છે? મારી 'રોલ્સ' આવી છે.'

'ના.' બેબીએ જવાબ આપ્યો. મેં તો યુસફને કહ્યું છે તે મારે માટે મોટર વીસ સ્ટીર પંદર પંદર મિનિટે લઈ આવે છે.'

રાણી ગઈ, વીણા જોઈ રહી.

'રોલ્સ-એ. રોલ્સ રાખે છે?'

'એનો 'જીમી' રોલ્સ કંપનીમાં મોટરનો સેલ્સમેન છે. તે કોઈને દેખાડવાને બહાને લઈ આવે છે. તેં સાચું માન્યું?'

'હા-તદ્દન સાચું માન્યું.'

વીણા 'એમી' સાથે ગઈ.

'વીણા, તું આ ધંધામાં પહેલી જ વાર આવી છે ખરું?'

'હા.'

'પણ તું 'એક્સ્ટ્રા'માં શું કરે છે?'

'નાચ-માસ્તરનો ડપકો ખાઉં છું.'

'હજી તો ગાજો ખાર્મશ-પણ તું આ ધંધામાં શું કામ આવી?'

'શું કામ? જોને-તું શું કામ જોડાઈ?'

'હું-હું તો આ ધંધાના કીડો છું. મને તો બીજે ગમે જ નહીં મારાં બધાં જ સગાં આ ધંધામાં છે, પણ તું તો તદ્દન જુદી પડે છે. તારે શું કારણ છે?'

'એજ કે મારી પાસે એક પણ પાઈ નથી.'

'ખરેખર?'

'ઈશ્વર સોગન.'

'એ જરા વાંધો ખરો. તું પરણતી કેમ નથી?'

વીણાને આ પ્રશ્ન ગમ્યો.

'કોની સાથે? કોઈ પરણનાર જોઈએ ને?'

'તે તો તને મળશે એની ફિકર ન કરીશ. મદનલાલજી જો કે છે તો ક્રીશ્ચિયન પણ તારા ઉપર ફીદા થઈ ગયો છે. એનું નામ માઈકલ છે પણ આ ફિલમના લેખક તરીકે મદનલાલ રાખ્યું છે.'

'મદનલાલ?' વીણાનો જીવ ઊડી ગયો.

વીણાને રિહર્સલો યાદ આવ્યાં. ઘણી વખત એ મદનલાલ એની

જોડેની ખુરશી ઉપર બેસી જઈ કાનમાં વાતો કરતો. એ પ્રેમ તો નહીં હોય?

કલકત્તામાં પણ આવા મદનપીડિત યુવાનોનો એને અનુભવ હતો. ગમે તેટલું અપમાન કરો પણ એ બધાં એમને પ્રેમનાં ચિહ્નો લાગે. આવા યુવાનોનાં પ્રેમસ્વપ્નાંની મશ્કરી કરી ઉડાડી દેવામાં વીણાને મજા નહોતી પડતી. કોઈને પણ દુ:ખ થાય એ એને ડંખતું. આવા હતાશ થએલા યુવાનો પછીથી દુ:ખી થઈને ફરતા અને પોતાના તૂટેલા હૃદયનું પ્રદર્શન કરતા. આ મદનલાલ વળી લેખક હોઈ કાંઈ નવીન કિસ્સો અજમાવશે એમ વીણાને ડર લાગ્યો.

'ના—ના—એ તો મને બરાબર ઓળખતો પણ નથી.'

'હા—હા—તું જા, મારો મદનલાલ મારી રાહ જુએ છે.'

'તારી ભૂલ થાય છે હોઃ'

'નથી થતી.'

'શા ઉપરથી?'

'આપણે સ્ટુડીઓમાંથી નીકળ્યા ત્યારનો એ શિકારી પાછળ પડયો છે. લે મારી કાર આવી. લગનનું આમંત્રણ મોકલજે.'

'બેબી' બસમાં ચાલી ગઈ, અને બાજુમાં કુતુબમિનાર આવીને ઊભો રહ્યો, એના ગળા ઉપર જાડો ગલપટ્ટો વીંટયો હતો. એ તબિયતની બહુજ સંભાળ લેતો. એને શરદીનો ડર રહેતો ગલપટ્ટામાં એનું નાનું મોઢું નાક સુધી ઢંકાઇ ગયું હતું. એ આંખો ટગર ટગર વીણા તરફ જોયા કરતી હતી. એના જાડા ચશ્માં ચીરીને પ્રેમતેજ વીણા ઉપર છંટાયું. બેબીનું કથન સત્ય હતું. ભૂલને સ્થાનજ ન હતું.

'સાહેબજી, મિસ દેસાઇ, મુંબઇ તરફ જાઓ છો?'

'ના, અંધેરી.'

'વાહ, હું પણ તે તરફજ જાઉં છું.'

વીણાનેજ રસ્તે જવાના નિશ્ચયવાળી વ્યક્તિને ખસેડવી મુશ્કેલ કામ હતું.

'રિહર્સલોનો થાક લાગે છે ?'

'સહેજ, અમારા માસ્તરજી જરા ઉત્સાહી છે.'

'મારી વાર્તા વિષે ?'

'ના–એમના કામમાં.'

'આ વાર્તા વિષે કાંઈ કહેશે ?'

'ના એ તો અમનેજ કહ્યા કરે છે, આ પ્રમાણે કામ કરશો તો ફિલમ મરી જશે.'

'તમારી ટોળી શું કહે છે ?'

'એ લોકો શું જાણે ?'

'એટલે કે એમને પસંદ નથી ?'

'કેટલાકને.'

'મને પણ એમજ લાગે છે. મેં જ્યારે આ વાર્તાનું ખાનગી નાટક ભજવ્યું ત્યારે બહુજ સફલ થયું હતું.'

'આ ભજવ્યું હતું !'

'હા–મારી માશીને ત્યાં મિસિસ રોઓટના બંગલે, અનાથાશ્રમના લાભાર્થે. એમાંથી લગભગ અમારો તમામ ખર્ચો નીકળી આવ્યો એટલા બધા પૈસા મળ્યા. એ નાટકનાં એટલાં વખાણ થયાં કે...પણ આ વાત મારી માશીને ન કહેશો–મને થયું કે એની ફિલ્મ ઉતારી હોય તો રૂપીઆનો ઢગલો થઈ જાય, એટલે મેં આ રૂસ્તમજીને આ કામ સોપ્યું. ખર્ચ તમામ મારો છે. રૂસ્તમજીનો તો ફક્ત નફામાં ભાગ છે. મારા પૈસા અને રૂસ્તમજીનો સ્ટુડીઓ–સ્ટાફ તમામ એને માથે. મારી માશીને મારામાં શ્રદ્ધા નથી, એ મને વેપાર

ધંધામાં મૂર્ખ સમજે છે, પણ મને થયું કે લોકોને આ અધોગતિએ ખેંચી જતી ફિલ્મોમાંથી ઉગારી કોઈ ઉચ્ચ, સંસ્કારી, સાહિત્યભર્યું પકવાન ચગાડવું જોઈએ. એમાં રહેલો ગુપ્ત હાસ્યરસ પદલાલિત્ય, શબ્દરચના અને જ્ઞાન સાથે ગંમતનો ભંડાર રજૂ કરવા માટે સાધારણ કલાકારો અસમર્થ છે. આજે જ મેં એ મુખ્ય કલાકારોનો વાર્તાલાપ સાંભળ્યો, એમાંથી એક જણ કહે કે ગંગોત્રી. 'સડેલુ ઈંડું છે' ત્યારે બીજાએ કહ્યું કે એ તો 'ઓફરાયેલું દહીં છે.'

વીણાને નિરાંત વળી, આ પ્રેમકથા ન હોય. આતો શરૂઆતના ઉત્સાહની ગરમી પાછળની સત્યદર્શનની ઠંડી હતી. ઘવાયલા હૃદયને મલમ લગાડવાની માગણી હતી. કોથળીમાં પડેલાં કાણાં સીવી લેવા સોયની યાચના હતી. રૂપીઆની વાવણી કરી કરીને એમાંથી ઊગતી નિરાશાઓ જોઈને આના ચશ્માનો નંબર વધવા માંડ્યો હતો, વીણાને દયા આવી.

'આપણે ચાલીશું?'

'હા, ચાલો.' વીણાએ તરત જ હા પાડી.

'તમે મારે ત્યાં ન આવો?'

'ક્યાં, મુંબઈ?'

'હા–મારી કાર છે. પછી તમને હું કહેશો ત્યાં મૂકી આવીશ.'

મદનલાલનું મકાન નહીં પણ મહેલ હતો. મદનલાલે ચા મંગાવીને મન ખોલવા માંડ્યું. કેટલાક પુરુષો ગમે તેની સાથે ઓળખાણ થાય એટલે એમનો તમામ ઇતિહાસ કહી નાંખે છે. મદનલાલે પોતાની જીવનકથા ઉકેલવા માંડી એતો સેતુબંધમાં કાણું પડ્યા જેમ હતું. ધોધ છૂટ્યા પછી રોકવો અશક્ય હતો.

'મારી માશી ઉપર મારો કાંઈ નિભાવ નથી, પણ જો નારાજ

થાય તો મને સતાવી શકે. એ બહુ શ્રીમંત છે—બહુ જ શ્રીમંત અને વિધવા–વારસમાં હું જ છું. કરોડપતિ છે. મારા માસા મિલિટરી કંટ્રાક્ટર હતા. મને સાહિત્યનો શોખ હતો પણ જ્યારે મારા નાટકને પેલાએ ' ગંધાતું પર્નાર ' કહ્યું ત્યારે મને થયું કે મારા માસાનું માનીને હું ધંધામાં જોડાયો હોત તો ઠીક પડત.'

' એમાં ગભરાવાનું કારણ નથી. મેં સાંભળ્યું છે કે જે કલાકારોને નાપસંદ આવે તેજ ફિલમ બહુ જ સફળ થાય છે.'

માઈકલે ખુરશી પાસે ખેંચી.

' મને આવી દીલસોજી કોઈએ નથી દેખાડી.'

વીણા નાસીપાસ થઈ ગઈ. છેવટે પ્રેમતેજ જ નીકળ્યું. વજનદાર ચશ્માના કાચમાંથી સ્નેહજળની સેરો છૂટવા માંડી. મદનલાલનું મોઢું બરાબર કસાઈખાને જતી બકરી જેવું થઈ ગયું. ભૂતકાળના અનુભવ ઉપરથી વીણા આ મોઢું ઓળખી ગઈ હતી. એવું મોઢું થાય એટલે ચાલીજ નીકળવાનું સલામત હતું.

' હવે મારે જવું પડશે. આ ફિલમ વિષે ફિકર ન કરશો. સાહેબજી. '

' એટલામાં જશો ? '

' જરૂર મોડું થઈ ગયું મેં પેલી...'

એટલામાં મદનલાલનો નોકર આવ્યો. મદનલાલે આજીજી કરી.

' એ તો એક મારો ઓળખીતો મને રાત્રે જમવાનું આમંત્રણ આપવા આવ્યો છે. એક મિનિટમાં જતો રહેશે. જશો નહીં—જરા બેસો.'

બહારથી અવાજ આવ્યો.

' મદનલાલજી છે કે ? '

વીણા તરત જ બેસી ગઈ, એ અવાજ દરબારકાકાનો હતો.

સંપૂર્ણ



